# મનોરંજક વારતા

તથા

# ટૂચકા સંગ્રહ.

બનાવનાર

મગનરામ નરહરરામ મુનશી.




આ ચોપડી કીલ્લાની સાંમા
અબદુલા બેગની હવેલીમાં
સુરત વીકટોરીયા છાપ
ખાનામાં ટેમુલજી
બેરામજીએ
છાપી-

સને ૧૮૮૧. સંવત ૧૯૩૭.

કીંમત ૧૪ આના.

# પ્રસ્તાવના.



આ ચોપડી રચી બાહાર પાડવાનો મારો હેતુ માત્ર એટલોજ છે કે, સજ્જનોનાં મનમાંથી ગમગીની દુર કરી તેઓનાં મન રંજન કરવાં. એની અંદરની વાર્તાઓ તથા ટૂચકાઓ એવા તો રમુજી છે કે તે વાંચ્યાથી મને પૂર્ણ ખાતરી છે કે મારી ઉમેદ બર આવ્યા વગર રહેશે નહિ. આ ચોપડીને છેડે કજાત સ્ત્રી તથા અભાગિઓ વર મળવાથી દરરોજ હરેક બાબતમાં કેવા કજીઆ થાય છે તે વિષે એક ઘણોજ રમુજી ફારસ મૂકવામાં આવેલો છે. બાળક બચ્ચાંને પણ સારી રીતે સમજ પડે એટલા માટે આ ચોપડીની ઇબારત ઘણી સાદી રાખેલી છે. અલબત આ ચોપડીની અંદર ખામીઓ તો ઘણીજ હશે એમ હું નક્કી માનું છું, કેમકે આ મારો પેહેલોજ પ્રયત્ન છે, અને વળી માણસ ભૂલને તો સ્વાધિનજ છે. માટે સર્વ સદ્‌ગૃહસ્થોને હું વિનંતિ પૂર્વક સૂચવું છું કે આ ચોપડીની અંદર જેમને કાંઈ પણ ખામી માલમ પડે તેઓ તેની પાછળ ટીકા નહિ કરતાં મને જનોજાત મળી બતલાવશે તો તેમણે મારા ઉપર મોટું એહશાન કીધું એમ હું સમજીશ. સર્વ ગુણીજનો પોતાની તરફથી પૂરતી મદદ આપી તરૂણના પ્રયત્નનો જય ઇછિશેજ એવી મને પક્કી ખાતરી છે.

**મ. ન.**

---

# વાત ૧લી.

## મુર્ખ માણસ જેને ઈશ્વર ફળ્યા.

કોઈ એક મૂર્ખ શખસે એક દહાડો એવો વિચાર કીધો કે સઘળા લોકો "ઓ ઇશ્વિર ઓ ઇશ્વિર" એમ કહે છે તે જોઉં તો ખરો કે ઇશ્વિર કેવોએક છે. એમ ધારી ગામ છોડી ચાલતો થયો, ને ગામે ગામ લોકોને પૂછવા લાગ્યો કે ઇશ્વિર ક્યાં રહે છે. ત્યારે તેઓએ તેને ગાંડો ઠેરવી ફકત હસવાની ખાતર ખોટી જગ્યા બતલાવી અથડાવી માર્યો. પણ કોઇ જગ્યાએ તેને ઇશ્વરનો મુકામ હાથ લાગ્યો નહીં. આખરે કંટાળીને પોતાને સ્વદેશ આવ્યો. હવે એક દહાડો એવું બન્યું કે તે પોતાની બારીમાં બેઠો હતો એવામા સામા ઘરમાંથી કોઇએ "ઓ ઇશ્વિર એવી બૂમ પાડી તે સાંભળી પેલો મૂર્ખો ઘણોજ ખુશી થયો, ને પસ્તાવો કરી મન સાથે કહેવા લાગ્યો કે નાહક હું ગામે ગામ અથડાઈ મૂઓ, કેમકે ઇશ્વિરનો મુકામ તો મારા સામા ઘરમાંજ છેને; એમ ધારી સામે ઘેર ગયો, અને ઇશ્વિર પાસે જઇ પગે લાગીને બોલ્યો કે, અલ્યા ઇશ્વિર તારી શોધ કરવામાં ગામે ગામ અથડાઈ અથડાઇને મારી હૂસ નીકળી ગઈ, પણ તારો મુકામ તો મારા સામા ઘરમાંજ દેખુને. લોકોને કાંઇ પણ જોઇએ છે ત્યારે એમ કહે છે કે "ઓ ઇશ્વિર, તું જો મને મારા કામમાં ફતેહ પમાડશે તો તને ઘીનો દીવો ચડાવીશ વ-

ગેરે ઘણી એક બાધા લે છે, અને બધા તારી પૂજા કરે છે, તેથી ઈશ્વર કેવો એક છે તે મને જોવાનું મન થયું. તારી શોધ કરવા પાછળ હું ગામે ગામ અથડાઈ મૂઓ, પણ કોઈ જગોપર તારો મુકામ હાથ લાગ્યો નહીં.

આખરે તારી આશા છોડીને મારા ઘરમાં આવ્યો, પણ મારા સારા નસીબે આજે હું મારી બારીમાં બેઠો હતો એવામાં તારા ઘરમાંથી કોઇએ "ઇશ્વિર ઇશ્વર" એવી બૂમ પાડી તે જેવી મેં સાંભળી તેવોજ હું ઘણાજ હર્ષભેર મારી ઘણા દહાડાની મેહેનત સફળ થઈ એમ સમજી તને જોવાને વાસ્તે આવ્યો છું. પણ આજે તારો બધો ભરમ ભાંગી ગયો, કેમકે તું તો મારા જેવોજ છે, અને મારામાં ને તારામાં જરા પણ ફેર માલમ પડતો નથી; એમ છતાં લોકો તારૂં પૂજન શું વિચારીને કરે છે ને મારૂં શાવાસ્તે નથી કરતા, એમ કહી ખડખડ હસી પડ્યો. આ સાંભળી પેલા ઇશ્વિરે વિચાર્યું કે આ કોઇ ખરેખર જંગલી માણસ માલમ પડે છે; માટે એને જેમ તેમ કરી વિદાય કરવો જોઇએ, નહીંતર મારો કેડો છોડશે નહિ. એમ ધારી પેલા મૂર્ખાને કહ્યું કે ભાઇ દેખાઇતો તો મારામાં ને તારામાં કંઇ ફેર માલમ પડતો નથી, પણ મારામાં એવી શકતી છે કે જે કાંઇ કોઇને જોઇએ તે હું આપી શકું છું. પેલા મૂર્ખાએ તેને ખુશી થઇને કહ્યું જે એમ છે ત્યારે તો મારે વહુ નથી અને તે મને કોઇ આપતું પણ નથી, માટે મેહેરબાની

ફરીને મને એક રૂપાળી કન્યા આપ. આ ઉપરથી પેલા ઇશ્વરે ઉઠીને પોતાની પેટી ઉઘાડી માંહેથી કીમતીમાં કીમતી લૂગડાં કાઢીને બે ઘડી તમાશો થશે એવા ઇરાદાથી પેલા મૂર્ખાને આપ્યાં. અને તેને કહ્યું જે આ લૂગડાં હું તને આપું છું તે પહેરીને શેહેરમાં ફરવા નીકળજે, અને જે બૈરી તને પસંદ પડે તેને આંખના પલકારા કરજે, એટલે તારાપર મોહિત થઇ જઇ તે તને પોતાના ઘરમાં તેડશે. આ સાંભળી પેલો મૂર્ખો ઇશ્વરને બે ચારવાર પગે લાગી પોતાને ઘેર ગયો, અને તેનાં આપેલાં લૂગડાં પહેરી બની ઠણીને બૈરી પરણવા નીકળ્યો. રસ્તામાં જે બૈરી તેની નજરે પડતી તેને ઇશ્વિરના કહેવા મૂજબ આંખના પલકારા કર્યા જતો હતો પણ કોઇએ તેને પત કર્યો નહીં. પછી ફરતો ફરતો તે રાજાના મેહેલ આગળ આવ્યો. તે મેહેલના જરૂખામાં રાજાની કુંવરી બેઠી હતી તેને જોઇ પેલો મૂર્ખો તેનાપર આંખના પલકારા કરવા લાગ્યો. તેણે વિચાર્યું કે હું આખા શેહેરમાં ફર્યો, પણ આના જેવી ખુબસુરત બૈરી મારા દીઠામાં આવી નથી; અને એ મારા લાયકજ છે એમ ધારી બેસી જઇને તેની સામા ઉપરા ઉપરી આંખના પલકારા કરવા લાગ્યો. મૂર્ખાની આવી બેઅદબી ભરેલી વર્તણુક જોઇ કુંવરી ઘણીજ ગુસ્સે થઇ ગઇ, અને પોતાના બાપ પાસે જઈ બોલી કે કોઇ લુચ્ચો શખસ મારા જરૂખાની સામું બેઠો બેઠો મારી મજાક કરે છે. આ સાંભળી રાજા ઘણોજ

ગુસ્સે થયો ને સિપાઇઓને હુકમ કીધો કે એ લુચ્ચા શાખસને મારી પાસે એકદમ પકડી લાવો. આ ઉપરથી સીપાઇઓએ જઇને મૂર્ખાને પકડયો ને તેને કહ્યું કે રાજા સાહેબ તૂમકું બોલાતા હે. પેલો મૂર્ખો આથી ઘણો ખુશ થઈ ગયો ને પોતાના મન સાથે કહેવા લાગ્યો જે પેલા ઇશ્વરની વાત ખરી પડી, કેમકે તેણે મને કહ્યું હતું કે જે કોઇ સ્ત્રી તને પસંદ કરશે તે તને ઘરમાં તેડશે માટે રાજાએ મને બેશક તેની કુંવરી સાથે પરણાવા સારૂ તેડું મોકલ્યું છે. એમ સમજી હરખાતો હરખાતો સિપાઇ જોડે રાજા પાસે ગયો. તેને જોઇને રાજા ગુસ્સાથી બોલ્યો કે તમે આવા મોટા આદમીને આવા ઊંચા પોશાક પેહેરવાવાળાને આવું નીચ કામ શોભે? મૂર્ખાએ જવાબ દીધો કે એટલો બધો ગુસ્સો મારાપર કરશો તે કાંઇ હું સાંખી રહેવાનો નથી. ઘણું કરશો તો હું મારા ઇશ્વિરને જઇને કહીશ તો તમારે ઘરબાર છોડી નાસી જવું પડશે. રાજાએ કહ્યું કે ત્યારે મારી કુંવરીની મજાક શા સારૂ કરી? મૂર્ખો બોલ્યો કે મેં ઇશ્વર પાસ એવું માગ્યું કે મને વહુ આપ, તે ઉપરથી તેણે મને આ લૂગડાં આપીને કહ્યું કે જે બૈરી તને પસંદ પડે તેને આંખના પલકારા કરજે, એટલે તારાપર મોહ પામીને તને ઘરમાં તેડશે. તે ઉપરથી હું આ લૂગડાં પહેરી ફરવા લાગ્યો, પણ એકે સ્ત્રી મારા લાયક મેં દીઠી નહીં! પછી ફરતો ફરતો તારા મેહેલ આગળ આવ્યો, ત્યાં જરૂખા-

ની અંદર મેં તારી કુંવરીને જોઈ તે મને પસંદ પડવાથી મેં વિચાર્યું જે આ જો મને મળે તો મારૂં જુગલ જોડું થાય. એમ સમજી તેના ઉપર મેં આંખના પલકારા ચ- લાવવા માંડયા, માટે જો તું તારી કુંવરીને મારી સાથે નહીં પરણાવે તો હું મારા ઇશ્વરને કહી દઇશ તો તે તને પાયમાલ કરી દેશે. રાજા બધી વાતે ડાહ્યો હતો પણ ધરમની બાબતમાં ઘણોજ વેહેમી તથા કાચા કાનનો હતો, તેથી પેલા મૂર્ખાએ ઇશ્વરનું નામ દીધું તે ઉપરથી તેણે વિચાર કીધો કે જો હું એને કન્યા નહીં આપું તો ઇશ્વિરનું અપમાન થશે. એમ ધારી ગભરાઇ જઇને પો- તાની કુંવરી પેલા મૂર્ખાને પરણાવી, અને પાસે એક મેહેલ હતો તે તેને રેહેવાને માટે આપ્યો. રાત પડી એ- ટલે પેલા મૂર્ખાભાઇ રાજાની કુંવરી સાથ પલંગપર બે- ઠા, એટલે કુંવરીએ પાનની પટ્ટી બનાવીને તેને આપ- વા માંડી. તે જોઈ મૂર્ખાએ વિચાર્યું જે રાંડ પાતરૂં આ- પીને માહરી મજાક કરે છે. એમ સમજી કુંવરીના મા- થામાં "લે રાંડ લેતી જા" એમ કહી બે ચાર ટપલા ચ્હોડી કાઢયા. આ ઉપરથી કુંવરીને ખાતરી થઇ જે આ તો કોઇ ખરેખરો ઓલીઓ માણસ મારી નજરમાં આવે છે. એમ સમજી પેલા મૂર્ખાને પૂછયું કે આટલા દહાડા તમે ક્યાં રહેતા હતા? મૂર્ખાએ જવાબ દીધો જે મારા ઘરમાં, છાપરાં નીચે. કુંવરીએ પૂછયું જે તમારૂં તથા તમારા બાપનું નામ શું? મૂર્ખો બોલ્યો કે મારૂં નામ તો હું આ ગડબડમાં ભૂલી ગયો છું. માટે કાલે

નવરાશની વખત યાદ કરીને કહીશ અને મારા બાપનું નામ તો હું જ્યારે નાનો હતો, અને મારા મોહલ્લાની અંદર એક ઝવેરશાહ કરીને ડોસો રહેતો હતો તેને ઘેર હું દરરોજ રમવા જતો હતો ત્યારે ઝવેરશાહનાં છોકરાં તેને "બાપા બાપા" કહીને બોલાવતાં હતાં તેઓને જોઇ હું પણ તેને "બાપા બાપા" કહેતો હતો. માટે મારા બાપનું નામ પણ ઝવેરશાહજ હોશે એમ હું માનું છું. કુંવરીએ પૂછ્યું કે તમારે કોઇ બીજી વહુ છે? મૂર્ખાએ કહ્યું "હા, તું". પોતાના સવાલના આવા કઢંગા જવાબ જોઇ તથા પોતાના માથાપર ટપલા પડવાથી પેલી કુંવરી ઘણીજ દલગીર થઇ ગઇ ને મન સાથે કહેવા લાગી કે મારા બાપે મોટા મોટા રાજ કુંવરો મૂકી દઇ આ જંગલી ઢોરને ક્યાંથી પકડી આણ્યું, એવી રીતનો પસ્તાવો કરવા લાગી. પેલો મૂર્ખો તો સુઈ ગયો ને થોડીવાર પછી નસકોરાં પોહોળાં કરી ઘોરવા લાગ્યો. કુંવરી પણ લાચાર થઇ સુઇ ગઈ. પણ પેલા મૂર્ખાની સાથે પોતાનું પાનું પડ્યું તેથી આમ તેમ તરફડીઆં માર્યા કરતી હતી, ને ક્યારે સવાર પડે કે એ વાત હું મારા બાપને કહું એવા વિચાર તેના મનમાં વારંવાર ઘોળાયા કરતા હતા. એ પ્રમાણે કુંવરી મૂર્ખાના રાયતાનો વિચાર કરતી હતી એવામાં ખરેખરા ઇશ્વરે વિચાર્યું જે આ મૂર્ખાનું તો મારાપરજ ખરેખરૂં આકીન હતું તેથી નામવાળા ઇશ્વરના કહેવા મૂજબ કરીને પરણ્યો. માટે એને હું સહાય કરૂં નહિતર કુંવરી જો સવારે પોતાના

બાપને કહેશે તો, બેશક રાજા એને ગરદન માર્યા વગર છોડવાનો નથી એમ ધારી પેલા મૂર્ખામાં બુદ્ધિ મૂકી. બુદ્ધિ આવી એટલે પેલો મૂર્ખો બેઠો થયો અને કુંવરીને હસીને કહ્યું કે મારી પ્યારી દીલોજાન, તું આટલી બધી ઉદાસ કેમ જણાય છે? કુંવરી બોલી કે મેં તમને જેટલા સવાલ પુછ્યા તે બધાનો જવાબ તમે આડો ને આડો દીધો તેથી મને ઊંઘ આવતી નથી. મૂર્ખો બોલ્યો કે હું જાણતોજ હતો કે તારા મનમાં એવુંજ આવશે કે હું મૂર્ખો છું; પણ જ્યારે મારી હકીગત સાંભળશે ત્યારે તને બધો ખુલાસો થશે. હું માણેકપૂરી ગામનો રાજા હીરાસેનનો પૂત્ર નામે રત્નસિંહ છું. હું નાનો હતો ત્યારે મારા મનમાં એવું આવ્યું કે ઇશ્વરને જોવા. તે ઉપરથી વનમાં જઇ મેં તપશ્ચર્યા કરવા માંડી. મારી ઘાડી તપશ્ચર્યા જોઇ ઇશ્વરે આવીને મને દર્શન આપ્યું ને મને કહ્યું જે "માગ માગ જે માગે તે આપું". તે ઉપરથી મેં તેની પાસ માગી લીધું જે મને ઘણીજ ખુબસુરત કન્યા આપો. પછી મહાદેવે મને આ લૂગડાં જે તું જુએ છે તે આપીને તારા ગામનું નામ દઇને કહ્યું જે તું ત્યાં જજે. તે વખતે જરૂખા આગળ રાજાની કુંવરી બેઠી હશે તેને જોઇને તું આંખના પલકારા કરજે. પછી કુંવરી ગુસ્સે થઇને તેના બાપની પાસે તને પકડાવી મંગાવશે, એટલે તારે ત્યાં જવું. પછી રાજા ગુસ્સે થઇ તને કહેશે કે મારી કુંવરીની કેમ મજાક કીધી? તે વખતે તારે ફક્ત એટલુંજ કહેવું કે મેં તો મારા

ઇશ્વરના કહેવા મૂજબજ કીધું છે. માટે જો તું મારી સાથે તારી કુંવરીને નહીં પરણાવશે તો હું ઇશ્વરને જઇને કહીશ તો તે તને પાયમાલ કરી દેશે. તે ઉપરથી રાજા પોતાની કુંવરી તારી સાથે પરણાવશે, અને એક મેહેલ તારે રહેવાને સારૂ આપશે, તેમાં તારે જઇ રહેવું. પછી રાત્રે તમે બેઉ (વર વહુ) પલંગપર બેસો ત્યારે તારી બૈરી પાનની બીડી આપે તે ફાડીને નાંખી દેજે ને મારી મજાક કરે છે એવું કહીને ચાર પાંચ ટપલા ચ્હોડી કાઢજે, ને જે પૂછે તેનો આડો ને આડો જવાબ આપજે. પછી ઉંઘી જજે અને એક ઉંઘ કાહાડયા પછી પાધરે પાધરી વાત કરજે. માટે મેં તો ઇશ્વરના કહેવા મુજબજ કીધું છે. મને મૂર્ખો બૂર્ખો સમજતી ના. હું તો એક મોટા રાજાનો કુંવર છું ને ફક્ત ઇશ્વરના કહેવા ઉપરથીજ તારી સાથે આવી બેવકુફી ભરેલી વર્તણુંક વર્ત્યો છું. આ સાંભળી કુંવરી ઘણી ખુશ થઇ અને મન સાથે કહેવા લાગી જે મેં તો આને મૂર્ખો ઠેરવી કાડયો હતો, પણ આ તો કોઇ ઘણોજ ખબડદાર માલમ પડે છે; ને વળી રાજાના છોકરાનું મન હતું તે પણ ઇશ્વરે મને આપ્યો. માટે હવે મારા દહાડા એની સાથે ખુશીમાં ગુજારીશ. એ પ્રમાણે પેલો મૂર્ખો રાજાની કુંવરી સાથે કેટલાક દહાડા ત્યાં રહ્યો. પછી એક સમે રાજાએ તેને બોલાવીને કહ્યું જે હવે હું રાજ્ય ચલાવવાને બીલકુલ અશક્ત થયો છું, માટે મારો બધો રાજ કારભાર તમને સોંપું છું. એમ કહી તેને રાજ્યાભિષેક કર્યો. ત્યાર

પછી પેલા મૂર્ખા ભાઇ ઘણી સારી રીતે રાજ ચલાવી પોતાના દીવસ કલોલમાં ગુજારવા લાગ્યા, ને તેના રાજ્યમાં સઘળી રૈયત સુખ પામી.

---

# ટૂચકો ૧ લો.

## એક અજબ તરેહનો આળસુ.

કોઇ એક આળસુ શખ્સ એક નદીના કિનારા ઉપર બોરડીના ઝાડ નીચે સૂતો હતો, એવામાં એક પાકું પચકું જેવું બોર તેના પેટ ઉપર પડ્યું. તે જોઇને તેની દાઢ તો સળગી પણ હાથ લાંબો કરીને મોંમાં મૂકવું એ તેને જગ જીતવા કરતાં પણ કઠણ લાગ્યું. એવી રીતે બહુ મુશીબતમાં આવી પડવાથી કોઇ મદદગારની રાહ જોતો હતો. એવામાં સામે પારથી એક રબારીને ઉંટ ઉપર બેશીને જતાં દીઠો તેને તેણે ઇસારતથી બોલાવ્યો. રબારીએ વિચાર્યું જે એનાથી કદાચ ઉઠાતું નહીં હોય તેથી મારી મદદ માગતો હશે. એવી કલ્પના કરી ઘણીજ ઉતાવળથી તેની પાસે ગયો, અને ઉંટ ઉપરથી હેઠળ ઉતરીને પેલા આળસુને પૂછ્યું કે ભાઇ તમને શું થયું છે જે આવી ઉજાડ જગ્યામાં સૂતા છો, તમને જે કાંઇ દરદ થયું હોય તે મને ખુલેસી કહો કેમકે તે સારૂં કરવામાં હું મારી બનતી મેહેનત કરીશ. પેલા આળસૂએ જવાબ આપ્યો કે ભાઇ મને દરદ બરદ તો કાંઇએ થયું નથી,

પણ હું એક મોટી ગુંચવણમાં આવી પડ્યો છું. તે એ કે, આ પાકું બોર જે તું મારા પેટપર જુએ છે તે કલાકેક થયાં પડી રહ્યું છે તે જોઇને મારા મ્હોડામાં પાણીના ઘૂંટડે ઘૂંટડા આવે છે પણ હાથ લાંબો કરીને મોંમાં મૂકતાં મને બહુજ આળસ આવે છે. માટે કોઇ તારા જેવા પરગજુની રાહ જોતો હતો, એવામાં મારા સારા નશીબને લીધે મેં તને દીઠો. જાણે પરમેશ્વરે તને મારે વાસ્તેજ મોકલ્યો હોયની! એવી શંકા કરીને તને મેં આ પાર બોલાવ્યો માટે મેહેરબાની કરીને એટલું બોર જો મારાં મ્હોડામાં મૂકતો જઇશ તો જન્મ લગી હું તારો ગુણ કીધેલો ભૂલીશ નહિ. આ ઉપરથી રબારીને ક્રોધ તો ઘણો ચહડ્યો, પણ તેના જવાબમાં એક પણ શબ્દ બોલ્યા વગર પેલું બોર ઉપાડીને પોતાના મોંમાં મૂકી દીધું. પેલો આળસુ બહુજ ગભરાઇ જઇ બોલી ઉઠ્યો કે અલ્યા હરામખોર, જે બોરને વાસ્તે હું આટલો બધો ક્યારનો તલ પાપડ થઇ રહ્યો હતો, અને જેનો સ્વાદ લેવાની મને ઘણી હોંશ હતી અને જેનાથી મારા મ્હોડામાં પાણીના ઘૂંટડે ઘૂંટડા આવતા હતા તે બોર મારા મોંમાં મૂકવાને બદલે તારા મોંમાં શા વાસ્તે ખાવ્યું? રબારીએ મ્હોં ડાવકું રાખી હળવેસ્તાં જવાબ આપ્યો જે સાહેબ, હાથ લાંબો કરીને મ્હોમાં મૂકતાં જ્યારે આપ સાહેબને આળસ આવતું હતું, ત્યારે આપના તાબેદાર સેવકે વિચાર્યું જે ચાવવાની તસ્દી પણ આપ સાહેબને શા વાસ્તે આપવી જોઇએ? માટે આપને બીલકુલ તસ્દી પડે નહીં

એટલા માટે એ બોર લેઇ મેં મારા મ્હોમાં મૂકયું છે. તો હવે ચિંતા ફિકર દૂર કરી આપ નિરાંતે સુખે પડી રહો. રખારીના આવાં વચન સાંભળી પેલો આળસુ તદન ચૂપ થઇ ગયો ને તેના ઉત્તરમાં કાંઇ પણ બોલી શક્યો નહીં. પછી પેલા રખારીએ તેને કહ્યું જે જ્યારે આપ કોઇ દિવસ ફરીથી આવી ગુંચવાણમાં આવી પડો, ત્યારે બેલાશક મને યાદ કરજો; કેમકે આપને હમણા મહાભારત દુઃખમાંથી છૂટા કરવામાં મેં જેવી સહાયતા કરી તેવીજ બલકે તેનાથી એ વિશેશ હું ઘણી ખુશીની સાથે તે વખતે પણ કરીશ. એટલું કહી ઉંટપર બેસી સાહેબ મેહેરબાન કરી ચાલતો થયો. પેલો આળસુ અતિશે પસ્તાવો કરી મન સાથે કહેવા લાગ્યો જે આ વળી એક મારા માથાનો મળ્યો; કેમકે જે બોરનો સ્વાદ લેવાને વાસ્તે કાંઇ વારનો હું ઇન્તેજાર થઇ રહયો હતો તે બોરનો તાલ ફક્ત મેં આળસાઇને લીધેજ ગુમાવ્યો. એવી રીતનો કેટલોક પસ્તાવો કરી તે ત્યાંથી ચાલતો થયો, અને ત્યારથી આળસ કરવાની ટેવ તેણે છોડી દીધી.

---

# ટૂચકો ૨ જો.

### એક ઘણોજ બેશરમો ઘોલ્લો.

કોઇ એક ઘોલ્લો શખસ રસ્તે થઇને જતો હતો તેવામાં એક જગ્યા ઉપર ન્યાત જમતી હતી. ત્યાં જઇ પતરાવળ માડી બેઠો. ઘરધણીની તેના ઉપર નજર પડ-

વાથી તેની પાસે આવ્યો, ને તેને એટલા તો કઠોર શબ્દ કહ્યા જે જમવા આવનાર લોકોથી પણ ખમાયું નહીં. તેથી તેઓએ પેલા ઘોલ્લાને કહ્યું જે, અલ્યા બેવકુફ તેં કાંઇ ખાવુંજ દીઠું છે કે શું ? તને આટલાં બધાં મ્હેણાં મારવા છતાં ઉઠી જવાને બદલે ઓર તું હસે છે ! ત્યારે તેણે જવાબ દીધો કે સાહેબો એ વાત તો ખરી પણ જ્યારે મારી વાત સાંભળશો ત્યારે મારા હસવાથી તમે બીલકુલ અજાએબ પામશો નહિ. મારી પ્રકૃતિ એવીજ છે જે જ્યારે નાત જમે છે ત્યારે આવીજ રીતે બેસું છું, અને જે કાંઇ જમાડનાર ધણી કહે છે તે ગણકાર્યા વગર નીચે મ્હોંએ ખાયાં કરૂં છું. કેટલીક જગોપર તો મને ગડદાપાટું વગેરે લાકડીના સપાટા એટલા તો પડ્યા છે જે તે કદાપિ તમે જોયા હોત તો ચિતળી ચડ્યા વિના રહેત નહીં. માટે હું હસું છું, કેમકે એટલે બધે દરજ્જે છેક વાત ગઇ નથી. ફક્ત ચાર પાંચ શબ્દ સાંભળ્યા તેજ સાંભળ્યા પણ હવે હું નિરાંતે જમીશ. અને વળી તમે એવી કહેવત નથી સાંભળી જે "નાક કટ્યા તો કટ્યા પણ ખીરનો ચટ્યાં ! કઠોર શબ્દ કહ્યા તે છો કહ્યા થોડાકજ મારે દીલે વળગી રહેવાના છે એમ કહી નીચું માથું કરી ખાવા લાગ્યો. લોકો આવો વિચિત્ર જવાબ સાંભળી બેહદ હસવા લાગ્યા, અને શીખામણથી એને જરા પણ અસર થવાની નથી એમ સમજી તેને ફરીથી એ સંબંધી એક પણ શબ્દ કહ્યો નહીં.

# ટૂચકો ૩ જો.

## થુંકથી ગભરાઈ ગયલો મૂર્ખ માણસ.

કોઈ એક મૂર્ખ શખ્સ હોડીમાં બેશી મુસાફરી કરવાને નીકળ્યો. હોડી થોડેએક ગઇ એટલે તે થૂંકવાનો થયો. તેથી તેણે વિચાર કીધો જે જો હું નદીમાં થૂંકું છું તો મને પાપ લાગે છે કારણ કે એ તો માતા છે; તેમ હોડીમાંએ કેમ થૂંકાય ? એ પણ હંમેશા નદીમાં ફરનારીમાટે અડધી પડધી માતા એ ખરી. એવો વિચાર કરી થૂંકનો મ્હોડામાં જમાવકરી રાખ્યો ને ટીપું સરખુંએ નીચે પડવા દીધું નહીં. મ્હોડામાં થૂંક અતિશે એકઠું થવાથી તે બહુજ અકળાવવા લાગ્યો અને તેને ખાલી કરી અકળામણ ઓછી કરી નાંખવાને વાસ્તે દરેક ઉતારૂની સામે ગાભરો થઈ વારંવાર ટગર મગર જોયાં કરતો હતો. એ દરમ્યાનમાં તેની સાંમે કોઇ ગોરજી બેઠો હશે તેણે બગાસું ખાધું. તે જોઈ પેલા મૂર્ખાએ ધાર્યું જે આ બિચારાને મારી રૂંધન ઉપર દયા આવવાથી મ્હોં વલ્લું કીધું છે. એવું ધારીને તેના મ્હોંમાં થૂંકનો કોગળો કીધો. આ ઉપરથી ગોરજીને હાડો હાડ લાગી ગઇ અને એક બે ધપ્પા મ્હોડી કાહાડીને મૂર્ખાને કહ્યું જે અલ્યા જાનવર, મારા મ્હોડામાં થૂંકીને મને શા વાસ્તે વટાળ્યો ! મૂર્ખાએ હાથ જોડીને જવાબ દીધો જે ગોર મહારાજ

આપ જ્યારે મારી સઘળી હકીગત સાંભળશો ત્યારે આપને માલૂમ પડી આવશે જે હું આપના મ્હોંમાં થૂંકયો છું તે વાજબી થૂંકયો છું. આપણી હોડી કિનારેથી થોડી એક આગળ ચાલી કે હું થૂંકવાનો થયો પણ થૂંકયો નહીં, કારણ જો નદીમાં થૂંકું તો એ માતા છે. તેમ હોડીમાંએ કેમ થૂંકાય? એ પણ હંમેશાં નદીમાં ફરનારી માટે અડધી પડધી માતા તો ખરીજ; એવું ધારી થૂંકને એકઠું કરી રાખી મ્હોંડામાંથી એક ટીપું સરખું પણ હેઠળ પડવા દીધું નહી. એમ કરતાં થૂંક તો ધીમે ધીમે વધતું ગયું અને હું બહુજ ગભરાવવા લાગ્યો. એ દરમ્યાનમાં આપે મ્હોં પ્હોળું કીધું. તે મેં ધાર્યું જે હું કેટલીક વાર થયાનો અકળાઉં છું તેથી આપને મારી અકળામણપર દયા આવવાથી મારા મ્હોંનો ખુલાસો કરવાને આપે મ્હોં પ્હોળું કીધું હશે. એવું ધારી આપના મ્હોંમાં સઘળું ખાલી કરી હું મારી અકળામણથી નિવૃત થયો. મૂર્ખાની આવી કઢંગી હકીગત સાંભળી સર્વ ઉતારૂઓ બેશુમાર હસી પડયા તેથી પેલા ગોર મહારાજ એટલા તો વ્હીલા પડી ગયા જે મુર્ખાને એક પણ શબ્દ કહ્યા વગર શરમાઈને માથું નીચું ઘાલી મૂગા મૂગા બેશી રહ્યા.

## ટૂચકો ૪ થો.

### અફીણી હજામ.



એક સમય કોઇ એક અફીણી હજામ એક ગૃહસ્થની હજામત કરવા ગયો ત્યાં તેને અફીણની ઝુંમ ચડી જવાથી પાણીને બદલે પાસે દીવેલનું કોડીઉં પડ્યું હતું તેમાં હાથ બોળીને તેને માથે ચોપડી દીધું. આથી પેલો ગૃહસ્થ ઘણા ગુસ્સાથી બોલી ઉઠયો કે અલ્યા હરામખોર મારે માથે તેં દીવેલ શા વાસ્તે ચોપડયું? ત્યારે તે ચોંકીને બોલી ઉઠયો કે સાહેબ આપને ગમે તો બે પૈસા આપો કે ચાર આપો પણ મેં તો મારી બનતી મેહેનત કીધી છે. આ સાંભળી પેલો ગૃહસ્થ બેહદ હસ્યો કે આ બધું જે બોલે છે તે અફીણની ઝુંમમાંજ બોલે છે. એમ સમજી તેને ધપ્પા મારી કાઢી મૂકયો અને માથું લૂછી નાંખી કોઇ બીજા હજામ પાસે હજામત કરાવી લીધી.

---

## ટૂચકો ૫ મો.

### ઠીંગણો ને લાંબો માણસ.



કોઇ એક ઠીંગણા શખસે એક લાંબા શખસને ક-

હ્યું જે ભાઇ તું એટલો આખો તો લાંબો છે જે તને જોઇ તાડને પણ અદેખાઇ આવે; તેમજ હું એટલો તો ઠીંગણો છું જે તારી કમ્મરની બરોબર પણ આવી શક તો નથી. તેનું કારણ શું! લાંબા શખસે જવાબ દીધો જે બચ્ચા, એ વાત તો ખરી પણ જો તેં મારાં માબાપને પેઠે અવતાર લીધો હોત તો તું પણ મારા જેટલોજ લાંબો થાત, કારણ કે તેઓ લાંબાં છે અને બીજું કારણ એ જે મારે ફકત એકજ બાપ છે. પેલો ઠીંગણો માણસ આ વાત સાંભળી એકદમ ચૂપ થઇ ગયો ને એક પણ શબ્દ તેના મ્હોંડામાંથી કાઢી શકયો નહિ, કારણ કે તેની માની ચાલ સારી ન્હોતી. તેથી બનાવવા જતાં પોતે બન્યો એમ સમજી મોટે પગલે ત્યાંથી ચાલ્યો ગયો.

---

# ટૂચકો ૬ ઠો.

## મૂર્ખ માણસ જેણે હજામને નાહક ધભોવી નાખ્યો.

---

કોઈ એક મૂર્ખ માણસ રસ્તે થઇને જતો હતો એવામાં ચાર પાંચ ગોરજીને જતા જોઇ, તેણે એક મશ્કરો રસ્તે થઇને જતો હતો તેને પૂછ્યું જે ભાઈ આ લોકોને પાઘડી, કાછડી તથા ચોટલી કેમ નથી અને હાથમાં લાંબા લાંબા સોટા લઇને કેમ ફરે છે? મશ્કરાએ જવાબ આપ્યો કે હમણા એવી જાતના ચોર નીકળ્યા છે જે

માથા ઉપરથી પાઘડી ઉપાડી જાય છે તો જાય છે પરંતુ ચોટલી તથા કાછડી સરખીએ રહેવા દેતા નથી. ગઇ રાત્રે એ બિચારાને ત્યાં એ કાફરો ભરાયા હતા અને પાઘડીઓ ચોરી ગયા તો ચોરી ગયા પણ તેની સાથે કાછડી તથા ચોટલી કાપી માથા ઉપર એક સમ ખાવાનો નિમાળો સરખોએ રહેવા દીધો નથી. તેથી એ બિચારાઓને હાથમાં લાંબા સોટા લઇ બહાર નીકળવાની ફરજ પડી છે એટલું કહી પેલો મશ્કરો ત્યાંથી ચાલતો થયો. હવે પેલો મૂર્ખો પોતાના ઘર તરફ આવતા હતો એવામાં રસ્તામાં કોઇ હોરાજી એક ઓટલા ઉપર હજામત કરાવવા બેઠા હશે. તેને જોઇ પેલા મૂર્ખાએ ધાર્યું જે પેલો કાફર આ બચારા હોરાજીની ચોટલી કાપી જાય છે, માટે એને છોડાવું. એમ ધારી પાસે જઇ "ચોરરે ચોરરે" એવી બૂમ પાડી હજામની ચોટલી પકડી તેને હેઠળ નાંખી ધપ્પે ધપ્પે મારવા મંડી પડયો. તે સાંભળી એકદમ ઘણા લોકો આવી પહોંચ્યા અને પેલા હજામને ખૂબ ધમ્ભોવી નાંખ્યો. હોરાજી તો આ બનાવ જોઇ દીગમુડજ થઇ ગયા અને મન સાથે કહેવા લાગ્યા જે મારૂં અડધું માથું છોલ્યું કે તરતજ આ શખસ આવી "ચોરરે ચોરરે" એવી બૂમ પાડી હજામને હેઠળ નાંખી ધમ્ભોવવા મંડી પડયો, તેનું કારણ કાંઈ મારા સમજવામાં આવતું નથી. પછી તેના ઘરમાંથી કાંઇ પણ ચોરી લાવ્યો હશે એવી તેણે કલ્પના કરી. હજામથી જ્યારે માર સહન ન થયો ત્યારે ગભરાઇને બોલી ઉઠયો જે સા-

હેબો હવે તો બસ કરો કેમકે મારાથી માર બીલકુલ સ-
હન થતો નથી, હું કાંઇ ચોર નથી હું તો હજામ છું,
અને આ હોરાજીની હજામત કરતો હતો એટલામાં આ
ભાઇ સાહેબ એકદમ જુસ્સાથી આવી મને હેઠળ નાંખી
માર મારવા મંડી પડયા. આ સાંભળી પેલો મુર્ખો જુ-
સ્સાથી બોલી ઉઠયો જે કમબખ્ત ચૂપ રહે, તું શું આ
બચારા હોરાજીની ચોટલી નહોતો ચોરી જતો ? મૂર્ખાનાં
આવાં બેવકુફી ભરેલાં વચન સાંભળી સર્વે લોકો હજામને
વગર વિચારે બેહદ માર માર્યો તેને વાસ્તે બહુ પસ્તાવો
કરવા લાગ્યા અને એક બીજાને કહેવા લાગ્યા જે આતો
કોઇ ખરેખરૂં નંગ માલમ પડે છે. એ ઉપરથી તેઓએ
પેલા મૂર્ખાને પુછયું જે ભાઈ તેં શા કારણથી એને ચોર
ઠેરવ્યો. ત્યારે તે બોલ્યો જે આજે હું મારા ઘરમાં-
થી નીકળીને થોડેક ગયો એટલે પાઘડી, ચોટલી તથા
કાછડી વગરના ચાર પાંચ શખસને જતા જોઇ એક ગૃહ-
સ્થને મેં પૂછયું જે આ લોકોને પાઘડી, ચોટલી તથા કાછડી
કેમ નથી ત્યારે તેણે જવાબ દીધો જે હમણા એવી જાત-
ના ચોર નિકળ્યા છે કે માથાપરથી પાઘડી ઉપાડી જાય
છે એટલુંજ નહિ પણ ચોટલી તથા કાછડી સરખીએ ર-
હેવા દેતા નથી. તેથી ગઈ રાતે તે કાફરો આ બિચારાને
ત્યાં ભરાઇ જઇ પાઘડી ચોટલી તથા કાછડી વિગેરે ચોરી
જઇ છેક પાયમાલીપર આણી દીધા છે. એવી હકીગત સાંભ-
ળી હું જયારે મારા ઘર તરફ આવતો હતો ત્યારે આ હરામખો-
રને મેં આ બિચારા હોરાજીની ચોટલી કાપતો જોયો; તેણુંજ

મારા મનમાં આવ્યું જે પેલા ગૃહસ્થના કહેલા ચોર માંહેલો આ એક કાફર છે; માટે જો હું એની મદદે નહિ જાઊં તો એ કમબખ્ત બિચારા હેરાજીની ચોટલી ચોરી ગયા વગર રહેવાનો નથી. એવું ધારી હું અહિઆં જુસ્સાથી આવ્યો અને હેરાજીને છોડાવી "ચોરરે ચોરરે" એવી બૂમ પાડી એ સેતાનને હેઠળ નાંખી માર મારવા લાગ્યો તેટલામાં તમે બધા મારી મદદે આવી પંહોચ્યા, જાણે પરમેશ્વરેજ મને અંહિઆં મોકલ્યો હોયની એવું થયું. બાકિ એ કાફર એક સમ ખાવાનો નિમાળો સરખોએ પણ આ બાપડા હેરાજીના માથાપર રહેવા દેત નહિ. લોકો આવી હાશ્યકારક બિના સાંભળી બેસુમાર હસી પડયા અને પેલા મૂર્ખાને મહા ખુશીબતે વદાય કરી પોત પોતાને ઘેર જતા રહયા ને પેલા હેરાજી પાછા હજામત કરાવવા બેઠા.

---

## ટુચકો ૭મો.

### ખબડદાર.

કોઇ એક મુર્ખ ખેડુને ચણા ભૂંજીને ખેતરમાં વાવ્યા, પણ દૈવ યોગે એક ચણો કાચો રહી જવાથી ઉગી નીકળ્યો તેની ચોકી કરવા સારૂ પેલો ખેડુત હંમેશાં ત્યાંને ત્યાંજ પડી રહેતો, અને રાત દહાડો આંખ સરખીએ મીચતો નહિ. આવી રીતે હંમેશાં ઉજાગરો પડવાથી તે એટલો બધો તો કંટાળી ગયો કે આખરે તેણે મહાદેવની

તપશ્ચર્યા કરવા માંડી. તેનો ઉગ્રતપ જોઇ મહાદેવે આ-
વીને દર્શન દીધું અને કહ્યું કે માગ માગ જે માગે તે
આપું. તારી ઘાડી તપશ્ચર્યા જોઈ હું તારાપર બહુ તુષ્ટ-
માન થયો છું. ખેડુતે જવાબ દીધો કે હે જગત્કર્ત્તા ત-
મે જો મારાપર ખરેખરા તુષ્ટમાન થયા હોવ તો મારૂં
મોં ફક્ત જે વખતે મારી બોલવાની મરજી હોય એટલો-
જ વખત બંધ રહી નીશદીન ખબડદાર, ખબડદાર બો-
લી આ ચાગાના ઝાડની રક્ષા કર્યા કરે એવું મને વરદાન
આપો, એ સિવાય બીજું મારે કાંઇ પણ જોઇતું નથી.
કારણ કે એની ચોકી કરવાને વાસ્તે મારે રાત દહાડો ઉ-
જાગરો વેઠવો પડે છે તેથી જો મારૂં મોં અહરનીશ બો-
લ્યાં કરે તો હું નિરાંતે ઊંઘ્યા કરૂં. મહાદેવ તથાસ્તુ કહી
ત્યાંથી અંતરધ્યાન થઇ ગયા, અને ત્યાર પછીથી પેલા
ખેડુતનું મોં રાત દિવસ "ખબડદાર ખબડદાર" બોલ્યાં
કરતું. તેથી ચોરો ખેડુત જાગે છે એમ સમજી નાશી
જતા અને પેલો ખેડુત નિરાંતે ઊંઘ્યા કરતો. એક સમ-
યે એવું બન્યું કે ચાર ચોર ચોરી કરવાને મસે તેના ખે-
તરમાં ભરાયા. તેઓને જોઈ ખેડુતનું મોં જોરથી "ખ-
બડદાર, ખબડદાર" કરવા લાગ્યું. આ ઉપરથી પેલા
ચારે જણા બહુ વિસ્મય પામી એક બીજાને કહેવા લા-
ગ્યા કે આ ખેડુતતો નશ્ચિંતથી ઊંઘે છે તોપણ એના
મોંમાથી "ખબડદાર, ખબડદાર" એવા શબ્દ ઉપરા ઉપ-
રી કેમ નિકળ્યા કરે છે ! એ લવેછે કે શું ! એવું ધારી
તેઓએ તેને જગાડીને તેનું કારણ પૂછ્યું. ત્યારે તેણે

જવાબ દીધો કે આ ચણાના ઝાડની ચોકી કરવાથી મને બહુ ઉજાગરો પડયો, માટે મેં મહાદેવનું આરાધન કીધું. તેથી તેણે મને દર્શન આપી કહ્યું કે "માગ માગ જે માગે તે આપું". મેં માગી લીધું કે આ ચણાના ઝાડની ચોકી કરવા સારૂ હું ઊંઘી જાઊં તોએ મારૂં મોં "ખબરદાર, ખબરદાર" બોલી એની રક્ષા કર્યા કરે એવું મને વરદાન આપો. એ પ્રમાણે થશે એમ કહી મહાદેવ અંતરધ્યાન થઇ ગયા. તે દહાડાથી મારૂં મોં અહોનીશ "ખબરદાર ખબરદાર" બોલી આ ઝાડની સંભાળ રાખે છે. આ સાંભળી પેલા ચોરોને એટલું તો હસવું આવ્યું કે આખરે તેઓને ત્યાંથી એકદમ ચાલ્યા જવું પડ્યું. તેઓને જતા જોઇ પેલો ખેડુત દોડતો દોડતો તેઓની પાસે ગયો અને પૂછ્યું કે તમે કોણ છો અને ક્યાં જવાનો ઇરાદો રાખો છો. ચોર લોકોએ જવાબ દીધો કે હમો જાતનાં ચોર છીએ અને ચોરી કરવાને માટે ગામમાં જઇએ છીએ. ખેડુને તેઓને કહ્યું કે મને તમારી જોડે તેડતા જાઓ તમે ચાર તેમાં વળી હું પાંચમો. તેઓ બોલ્યા કે અમારાથી તને તેડી જવાય નહિ, કેમકે તારા મોંને ઘડીનોએ જંપ નથી. કદાચ કોઈના સાભળવામાં આવે તો અમારા તો બારજ વાગી જાય. તે ઉપરથી પેલા ખેડુને ઘાસનો બાચકો લઈ મોંમાં દાબ્યો એટલે મોં બોલતું બંધ થઈ ગયું. પછી પેલા ચોર તેને લઈ ગામમાં ચોરી કરવાને ગયા અને કોઇ સારૂં ઘર જોઇ ખાતર પાડીને માંહે પેઠા. હવે એવું બન્યું કે ત્યાં વચોવચ એક ગાય

બાંધી હતી તેને ખેડુતના મ્હોંમાં દાબેલા ઘાસની વાસ આવ્યાથી તેના મોંમાંથી ઘાસનો બાચકો હળવેસ્તાં કાઢી ખાઇ ગઈ; એટલે લાગલુંજ તેનું મોં "ખબડદાર, ખબડદાર"કરવા લાગ્યું. તે સાંભળી ઘરધણી જાગી ઉઠી ત્યાં આગળ દોડી આવ્યો. પેલા ચોરતો નાશી ગયા પણ ખેડુત મોંબોલવાને લીધેપકડાઇ ગયો. ઘરધણી ખેડુતના મોંમાથી "ખબડદાર, ખબડદાર" એવા શબ્દ નીકળતા જોઈબે ચાર સપાટા મારીને બોલ્યો કે હરામખોર મારા ઘરમાં ચોરી કરવા ભરાયો, તેથી મેં તને પકડયો, તેમાં વળી તું શું જોઇને "ખબડદાર ખબડદાર" કરીને મને અટકાવતો હશે વારૂ? બોલ, તું કાંઇ મારા ઘરમાં નિષકપટપણાથી ભરાયો હતો? ખેડુને રડી પડીને કહ્યું કે ભાઇ મારા મોંના બોલવા ઉપરથી તું ખરાબ અર્થ સમજી નાહક મને ધિબોવ નહિ અને લક્ષ દઇને મારી હકીગત સાંભળ. પછી તેણે અથથી તે ઇતિ સુધીનો પોતાનો સર્વે હેવાલ કહી સંભળાવ્યો. તે સાંભળી ઘરધણી બેહદ હસવા લાગ્યો અને તેણે ધાર્યું કે આ કોઇ ખરેખરો વિચિત્ર માણસ છે, એમ સમજી તેને છોડી દીધો.

---

## ટૂચકો ૮ મો.

### અભિમાની બાવો.



કોઇ એક શેહેરની અંદર એક બાવો હંમેશા એમ

બાલતો હતો કે "સબ બંઠી, રંડા ભંડા, મેરી એક સ-
તી હે" એટલે સઘળી સ્ત્રીઓ વંઠી ગઇ પણ મારીજ
સ્ત્રી હજુ સતી છે. એક દહાડો તે ઉપલા બોલ બોલતો
બોલતો એક મ્હોલાની અંદર ગયો તે બોલ કોઇ શખ-
સને કાને પડવાથી તે બાવાની સ્ત્રીની પરિક્ષા કરવા સારૂ
સારાં કપડાં પ્હેરી બનીઠણીને તેના ઘર આગળ ગયો.
હવે એવું બન્યું જે બાવાની સ્ત્રી કાંઇ અગત્યના કામ
સારૂ જેવી બારીએ આવી તેવીજ પેલા શખસપર તેની
નજર પડી. પેલાની સુંદર આકૃતિ તથા ખુબસુરત વદન
અને ઉમદા પોશાક જોઇ તે એટલી બધી તો કામાતુર
થઇ ગઇ કે તેને પોતાના ઘરમાં ઇસારતથી બોલાવ્યો; તે-
વોજ પેલો શખસ તેના ઘરમાં ગયો. થોડીએક વાર થઇ
એટલે પેલા બાવાએ આવી બારણું ઠોક્યું તેથી પેલો
શખસ બહુજ ગભરાવા લાગ્યો, અને તેણીને કહ્યું કે
જે તે વાતે બાવો ન જાણે એમ મને નાસી જવાનો ઉ-
પાય ઝટ બતાવ, નહિતર હું વગર મોતે માર્યો જઇશ.
સ્ત્રીએ કહ્યું કે તમે જરા પણ ફીકર રાખશો નહિ. હું
તમને બાવો નહિ જાણે એમ નિર્ભય વદાય કરીશ. એ-
ટલું કહી બારણા આગળ ગઇ અને પોતાના ધણીને
કહ્યું કે આજે મેં એક વરત કીધું છે. તેથી તમારે આંખે
પાટા બાંધવા પડશે અને પછીથી હું ઝાંઝર આપું તે વ-
ગાડતા વગાડતા ઘરમાં આવવું પડશે. એમ કહીને બા-
વાની આંખે પાટા બંધાવ્યા ને પછીથી બારણા ઉઘાડી-

ને તેના હાથમાં ઝાંઝર આપ્યા એટલે બાવો વગાડતો વ-
ગાડતો ઘરમાં આવ્યો. એ દરમ્યાનમાં પેલો શખ્સ પોલ
થઇ ગયો. પછી જ્યારે બીજે દહાડે બાવો શીરસ્તા મુ-
જબ બહાર નીકળી "સબ બંઠી, રંડા ભંડા, મેરી એક
સતી હે" એમ બોલતો બોલતો પેલા શખ્સના મ્હોલામાં
ગયો ત્યારે તે શખ્સે જવાબ દીધો કે "સતીકું તો સંત
મિલા" ત્યારે બાવો બોલ્યો "ફેરે બાવા કબ", ત્યારે
પેલાએ કહ્યું જે "અંખનકું તો પાટા બાંધા ઝાંઝર ઝાલી
જબ". આ સાંભળી બાવો અતીશય શરમીંદો પડી ગ-
યો અને તદન ચૂપ થઇ જઇ નીચું માથું ઘાલી મોટે પ-
ગલે પોતાને ઘેર જતો રહ્યો ને ફરી બીજે દહાડેથી ઉપ-
લા બોલ બોલવા છોડી દીધા.

---

# વાત ૨૭.

## એક પાકો ધુતારો.

કોઇ એક ધુતારો એક જણના ઘરમાં ભરાઈ જઈ
બેધડક ઉપર ચાલ્યો ગયો, ત્યાં જઇ જુએ છે તો એક
ડોશી બેઠી હતી. ડોશીએ તેને કહ્યું કે ભાઈ તું કોણ છે
ને ક્યાંથી આવે છે? ધુતારાએ જવાબ દીધો જે હું સ્વ-
ર્ગમાંનો કાસદ છું. મને તમારી છોકરીએ અંહિઆં મો-
કલ્યો છે અને મારી જોડે કહેવડાવ્યું છે જે અંહિઆં સ-
ર્વે લોકો ઘરેણાં ગાંઠાં વગેરે ઉંચા ઉંચા પોશાક પહેરીને
ફરે છે, અને મારે ફાટાં ટૂટાં પેહરીને ફરવું પડે છે તેથી

મને બહુ શરમ લાગે છે અને બધાં મને નીચા કુળની કહે છે. માટે મારા ઘરેણાં લૂગડાં વગેરે આ માણસ જોડે જરૂર મોકલજે, તે મને પ્હોંચાડશે. મેં તો ઘણીએ ના કહી પરંતુ તમારી છોકરીએ બહુ કાલાવાલા કરીને કહ્યું જે ભાઇ તમારે તો ફેરા મળતો ફેરો છે માટે જે ચીજ મારી મા તમને આપે તે લેતા આવશો તો જનમ લગી તમારો પાડ હું વિસરવાની નથી. તમારી છોકરીનાં આવાં દીનતાનાં વચન સાંભળી મને ઘણી દયા આવ્યાથી હું તમારી પાસે આવ્યો છું. માટે જો કાંઈ તમારે આપવું હોય તો જલદી કરો, કેમકે મારે તો ઘડીએ ઘૂંટ ભરાય છે. મારે હજી તો ઘેરે ઘેર સંદેશા પ્હોંચાડવાના છે અને કાંઈ કાંઈવાના લઈ જવાના છે. ડોશી બહુ ભોળી હોવાથી આમાં કાંઇ પણ કપટ છે એવું તેના મનમાં બીલકુલ આવ્યું નહીં. તેથી પેલા ઠગને કહ્યું જે બાપજી મુજ સરખી ગરીબ ડોશીપર કૃપા કરી જરા થોભો; જે ચીજ મારી છોકરીએ મંગાવી છે તે હું થોડી વારમાં આપું છું. પરમેશ્વર તમારૂં ભલું કરે કે મુજ સરખી ગરીબડીની દાઝ જાણી મારૂં ઘર પાવન કીધું. એમ કહી ઘરેણાં લૂગડાં વગેરે કીમતી કીમતી ચીજો લાવી તેને આપી અને થોડી એક બીજી ચીજો લાવીને તેને કહ્યું જે મહી મળતી આટલી ચીજ મ્હારા ભત્રિજાને આપજો, કેમકે તે જીંથરો પીથરો ફરે નહિ; પેલો ધુતારો જુસ્સાથી બોલી ઉઠયો જે તમે તો વળી આંગળી આપતાં પ્હોંચે વળગતાં દેખું. આટલીજ ચીજ મને

લઈ જવી ઘણી મુશ્કેલ પડશે તેમાં તો વળી તમે બીજી ઘોંચતાં જાઓ છો કે આ મારી આઇને આપજો ને આ મારી બાઇને આપજો. હું !!!!! મારે કાંઇ તમારા એકલાના ઘરનો માલ લઈ જવાનો નથી કે બે ચાર જણનો લઇ જાઉં. મારે હજુ ઘણા ઘણાનો માલ લેવાનો છે તેથી જો એ પ્રમાણે બધાનાં ઘરમાંથી લેઇજાઉ તો મારે મારી કાસદી છોડવી પડે અને તેમ કરવાથી મારે તથા મારા કુટુંબને ભૂખે મરવું પડે. ડોશીએ કરગરીને તેને કહ્યું કે ભાઇ મારી તરફથી જરા વધારે મેહેનત લઇ આટલું તો મારા ભત્રિજાને વાસ્તે જરૂર લેતા જાઓ, કેમકે તે મને બહુ વ્હાલો છે. પેલા ધુતારાએ થોડીવાર રકઝગ કરી આખરે કબુલ કીધું અને સર્વે સામાનનો એક મોટો ગાંસડો બાંધી માથાપર મૂકી બોલ્યો જે હવે હું જાઉં છું ને મહિનામાં એક બેવાર આવીને તમારી છોકરી તથા ભત્રિજાની સારી તાજગીના સમાચાર કહી જઇશ. ડોશી હસીને બોલી કે ભલા આદમીનું કામ એજ છે. વળી મારી છોકરીને એટલું કહેજો કે જે કાંઇ તારે જોઇએ તે બેલાશક મંગાવતી રહેજે. ધુતારાએ જવાબ દીધો જે એ વાતથી તમે બે ફિકર રહેજો. જે કાંઈ તમારી છોકરીને જોઇશે તે હું જાતે આવીને લઈ જઈશ, મારૂં કામજ એ છે કે સ્વર્ગમાંથી આવી લોકોને ત્યાં સંદેશા પ્હોંચાડી જે ચીજ તેઓ આપે છે તે લઇ સ્વર્ગમાં જઈ તેઓનાં સગાઓને આપું છું એટલું કહી પેલો ગાંસડો લઈ ત્યાંથી પોબારા ગણી ગયો. થોડીકવાર થઇ એટલે

પેલી ડોશીનો છોકરો ઘરમાં આવ્યો. તેને જોઇને ડોશી બોલી જે ભાઈ સ્વર્ગમાંથી આજે કોઇ બહુજ ભલો માણસ આવ્યો હતો અને તેણે આપણી બ્હેનના સારા સમાચાર કહ્યા. પેલો છોકરો ગભરાઇને બોલી ઉઠયો જે વારૂ પણ તેં કાંઇ તેને આપ્યું તો નથી? ડોશીએ કહ્યું જે તારી બ્હેને કહેવડાવ્યું હતું જે બધા ફુલ ફટાક ફરે છે અને મારે અંહિઆં ચીથરાં પીથરાં ફરવું પડે છે. તેથી મને બહુ શરમ આવે છે. માટે મારાં ઘરેણાં લૂગડાં વગેરે જે લેવા આવે તેને આપજે. તે ઉપરથી મેં થોડાં એક લૂગડાં તથા દાગીના આપ્યા અને મહીં મળતું તારા મામાના છોકરાને સારૂ પણ થોડુંક આપ્યું; તે લેવાની તેણે ઘણીએ ના કહી પરંતુ મેં બહુ કાલાવાલા કરીને આપ્યું છે. આ હકીગત સાંભળી પેલો છોકરો બહુ ગભરાઇ જઇ મન સાથે કહેવા લાગ્યો જે આ ડોશીએ તો દાટજ વાળી નાંખ્યો ને શું! એમ કહી એક શબ્દ બોલ્યા વગર એકદમ હેઠળ ઉતરી ઘોડાપર સ્વાર થઇ ઘોડો દોડાવતો દોડાવતો પેલા હરામખોરની ખોળ કરવા ચાલ્યો. પેલા ધુતારાએ તેને આઘેથી આવતો જોઇને ધાર્યું કે જે શખસની ચીજ હું ધુતી લાવ્યો છું તેજ શખસ મારી ખોળ કરવા આવતો હશે. એમ ધારી પેલું પોટલું પાસે ખેતર હતું તેમાં દાટી દઇ પોતે ત્યાં ચલીઆં ઉરાડવા બેઠો. પછી પેલો છોકરો તેની પાસે આવ્યો અને તેને પૂછયું જે અંહિઆંથી કોઇ માણસને જતાં દીઠો છે? ધુતારાએ જવાબ દીધો જે ભાઇ હમણા-

જ થોડીવાર ઉપર કોઇ ધુતારા જેવો માથે પોટલું મૂકી ને ઉત્તર દિશા તરફ ગયો છે. માટે જો તમારે તેને પકડવો હોય તો આ ઘોડો અંહિઆં મૂકીને દોડતા દોડતા જાઓ, કેમકે એ રસ્તો એવો તો ખરાબ છે કે તમારો ઘોડો ચાલી શકશે નહિ. થોડીવાર કરશો તો એ કદી તમારે હાથ આવનાર નથી. માટે જો તમારે એને પકડવો હોય તો જેમ બને તેમ જલદીથી જાઓ. ધુતારાને મ્હોંએથી આવા બોલ નીકળતાં વારનેજ પેલો છોકરો ઘોડા પરથી ઉતરી તેને ઘોડો સોંપી ઉત્તર દીશા તરફ દોડ્યો. થોડેક ગયો એટલે પેલો ધુતારો ખેતરમાંથી દાટેલી ગાંસડી કહાડી, ઘોડાપર સ્વાર થઈ પેલા છોકરા પાસ ગયો અને સલામ કરીને તેને કહ્યું જે "ભાઈ ઘરેણાં ગાંઠાં વગેરે બધી ચીજો તો મળી ખરી પણ તારા મામાના છોકરાને સારૂ એક ઘોડાની ન્યુનતા રહી જતી હતી તે પણ ઇશ્વરે પૂરી પાડી. હવે કશી વાતની ન્યુનતા રહી નહિ. માટે બેલાશક ઘેર જા અને બેફીકર રહેજે કે ઘોડા વગેરે જેટલી ચીજ મારી પાસે છે તે હું જ્યારે સ્વર્ગે જઇશ ત્યારે તેમને હવાલે કરીશ". એટલું કહીને ઘોડો મારી મૂક્યો. પેલો છોકરો હાથ ઘસતો ઘસતો પોતાને ઘેર ગયો. ડોશીએ પુછ્યું કે દીકરા શું કરી આવ્યો, ત્યારે તેણે જવાબ દીધો જે તેં લૂગડાં ઘરેણાં વગેરે સઘળો સામાન આપ્યો તો ખરો, પણ મારા મામાના છોકરાને ઘોડો બેસવાને જોઇએ, તે માટે હું ઘોડો પણ આપી આ-

વ્યો. એમ કહી પોતાનું મન વાળી મૂગો મૂગો બેસી રહ્યો.

## ટૂચકો ૯ મો.

### બખીલ અને તેનો પરોણો.

કોઇ એક બખીલને ત્યાં એક જણ પરોણો આવ્યો. તેને જોઇને પેલા બખીલના પેટમાં ફાળ પડી કે આ વળી બલા કયાંથી આવી. તેથી માદાનું વ્હાનું કહાડી સુઇ ગયો. પરોણાએ પૂછયું જે ભાઈ તમને શું થયું છે. ત્યારે તેણે જવાબ દીધો જે મારા પેટમાં સૂળા બહુ નાંખે છે ને કાંઇ ચેહેન પડતું નથી. પરોણાએ કહ્યું કે જયારે તમારી તબિયત દુરસ્ત નથી ત્યારે હું કોઇ બીજે ઘેર ઉતારો કરીશ. બખીલ બોલ્યો જે ભાઇ જો એમ કરો તો મારાપર મોટી મેહેરબાની કરી એમ હું સમજીશ. અને મારો ખાવાનો વિચાર પણ ત્યાંજ રાખજો, કારણકે મારી તબિયત દુરસ્ત નહિ હોવાને લીધે મારાથી આજ કાંઇ બની શકે એવું નથી. એમ કહી તેને વદાય કીધો ને પોતે પણ તેની સાથે જમી આવ્યો.

## ટૂચકો ૧૦ મો.

### મૂર્ખ માણસ અને હજામ.

કોઇ એક હજામ એક મૂર્ખ શાખસની ચોટલી પ-

કડીને હજામત કરતો હતો એવામાં પેલા મૂર્ખાની ચોટ-લી જરાક તણાવાથી તે હજામના માથામાં બે ચાર ધપ્પા મારી બોલ્યો જે આ સાળા રોંચા, તું મારી હજામત કરવા આવ્યો છે કે ચોટલી પકડીને માર મારવા ? હજામે જવાબ દીધો જે સાહેબ હું તો હજામત કરવા આવ્યો છું અને ચોટલી પકડયા વગર હજામત કરવી ફાવે નહિ માટે તમારી ચોટલી પકડી છે. આથી પેલા મૂર્ખાના ગુસ્સામાં ઉમેરો થયો અને ધપ્પો મારી તેનીં પાઘડી આઘી ઉરાડી નાંખી તેને હેઠળ નાંખી ખૂબ માર મારવા મંડયો. હજામથી જ્યારે માર સહન ન થયો ત્યારે તે પણ તેની સાંમે થયો. તે ઉપરથી મૂર્ખાએ "મારેછરે મારેછરે" એવી બૂમ પાડી. તે સાંભળી રસ્તે જનારા સર્વે લોકો તેના ઘરમાં દોડી આવ્યા અને હજામને મારી મારી તેનાં પુઠીઆં રંગી નાખ્યાં. હજામનાપર અતિશે માર પડવાથી તે છેક બેજાર બની ગયો અને લાગ જોઇ હાથમાં પાઘડી લઇ જીવ લઇને નાસી ગયો અને ફરીથી પેલા મૂર્ખા શખસની હજામત કરવાનું મન કદી કર્યું નહિ.

---

## ટૂચકો ૧૧ મો.

### ઊંટ વૈદાનો ખરેખરો નમુનો.

---

એક દીવસ કોઇ એક મઉ કેરી ચૂસતો હતો એવામાં ગભરાટની અંદર તેના ગળામાં ગોટલો ઉતરી પડયો,

તેથી બેભાન થઈ જમીન ઉપર પડ્યો. એવામાં કોઇ બીજા શખસે દોડતા દોડતા આવી તેને ઉંધો નાખી તેની બોચીપર ચાર પાંચેક કસોટા એવા તો જોરથી આપ્યા કે તેના ગળામાંથી પેલો ગોટલો ગળપ કરતો બ્હાર નિકળી આવ્યો, અને પેલો મઉ હતો તેના કરતાં પણ વધારે તનદુરસ્ત થઇ ગયો. આ બનાવ કોઇ મૂર્ખ આદમીની નજરે પડવાથી તેણે વિચાર કીધો કે આ એક હુન્નર વળી નવો શીખ્યા. હવેથી જે કોઇ બેભાન થઇ જાય તેને હું બોલાવી શકું એમાં તો કાંઇ શક નહિ. માટે લાવની આપણે એજ હુન્નર કરીએ અને વળી વગર પૈસાની દવા. એવો વિચાર કરીને પોતાના ગામથી થોડેક છેટે એક બીજા ગામમાં જઇ વૈદની દુકાન કહાડી ને પાટીઆપર લખ્યું જે ગમે તેવો અવાચક બની ગયો હોય તો તેને એક ઝટવારની અંદર હોશીઆર બનાવી દેવાનો મારી પાસે ચોક્સ ઉપાય છે, એવું લખીને બહાર માર્યું. હવે એવું બન્યું જે તેજ ગામમાં રાજાની રાણી કોઇ દુષ્ટ વ્યાધીના સબબથી અવાચક બની ગઇ. ગામના તમામ વૈદ તથા હકીમો ઓષધ કરીને થાક્યા પણ કોઇ તેને શુદ્ધીમાં લાવી શક્યું નહિ. તેથી રાજા અતિશે ફિકરમંદ થઇ જઇ રાણીની આશા છોડી બેઠો. એવામાં એક જણે રાજા પાસ જઇને કહ્યું કે સાહેબ આપણા ગામમાં થોડા દહાડા થયાં એક ઘણોજ કાબેલ વૈદ આવેલો છે અને અવાચકને વાચક કરવામાં ઘણો ખબડદાર છે, અને એ વિશે તેણે પાટિઉં મારેલું છે. માટે આપ જો હુકમ કરો તો તે-

ને આપની પાસે લાવી હાજર કરૂં. આ સાંભળી રાજાએ તેને બોલાવી લાવવાનો હુકમ આપ્યો, એટલે પેલો શખસ ઘણીજ ઉતાવળથી નવા વૈદ પાસે જઇને બોલ્યો કે વૈદરાજ, આજ તમારો હુન્નર અજમાવી જોવાની સારી તક છે, કેમકે રાજાની રાણી જાતે અવાચક થઇ ગયલી છે. માટે આપ જો એને હોશીઆર કરી દેશો તો તમને ભારે શિરપાવ મળશે, ને આખા ગામમાં આપની નામના થશે. પેલો મૂર્ખો આ સાંભળી ઘણો ખુશી થઇ ગયો; ને મોટું ઇનામ મળશે એવી આશાથી હરખાતો હરખાતો તેની સાથે ગયો. પછી પેલો શખસ તેને રાણી જ્યાં આગળ સુતી હતી ત્યાં આગળ લઇ ગયો, એટલે રાજાએ તેને કહ્યું કે વૈદરાજ, આ મારી રાણી અવાચક થઇ ગઇ છે. હું ઔષધ કરી કરીને થાકયો પણ કાંઇ ટિકી લાગતો નથી. માટે આપ જો એને શુદ્ધિમાં લાવશો તો હું આપને રાજી કરીશ. તે સાંભળી પેલા મૂર્ખાએ કહ્યું કે આપ જરા પણ ગભરાશો નહીં, એક ઝટવારની અંદર એને હોશિઆર કરૂં છું. એમ કહી રાણીને ઊંધી કરી તેની બોચી ઉપર ચાર પાંચેક કસોટા એવા તો જોરથી આપ્યા કે એકદમ તેને જમનું દ્વાર દેખાડયું. આ બનાવ જોઇ રાજા અતિશે ક્રોધયુકત થઇ ગયો, અને પેલા મૂર્ખાને એકદમ ગરદન મારવાનો હુકમ કીધો. આવો સખત હુકમ સાંભળી પેલો મૂર્ખો લાગલોજ રાજા પાસે આવી સલામ કરી બોલ્યો કે ખુદાવંદ આવરદાએ ઉપાય છે. આવરદા આવી રહે એટલે ગમે તે પ્રકારે પણ તે મિથ્યા થઇ

શકતું નથી, બાકી મારી પાસે અવાચકને હોશીઆર બ-
નાવી દેવાનો તો સચોટજ ઉપાય છે. તેજ ઉપાય હમણા
આપની રાણીપર અજમાવી જોયો, પણ એ બિચારી-
ની આવરદાની દોરી આવી રહી તેથી મારા જબરજસ્ત
ઇલાજની એને જરા પણ અસર થઇ નહિ; અને એ
ચોકસ ઉપાય હું રસ્તે ચાલતાં ચાલતાં એક સ્હેજવારમાં
શીખી ગયો છું. રાજા ગુસ્સાથી બોલ્યો કે ઓ બેવકુફ,
એવો અડબંગ ઇલાજ તું શી રીતે શીખ્યો તે મને જ
લદીથી કહે. મૂર્ખાએ ઉત્તર આપ્યો કે એક સમે હું રસ્તે
થઇ જતો હતો તેવામાં એક શખસ બેભાન થઈ જેવો
જમીનપર પડયો તેવોજ કોઇ બીજો શખસ એટલે મારો
ગુરૂ જેનાથી હું આવો સચોટ ઇલાજ શીખેલો છું તેણે
આવી પેલાને ઉંધો કરી તેની બોચી ઉપર બે ચારેક કસો-
ટા આપી હોશીઆર બનાવી દીધો. તે ઉપરથી મેં આ-
પના શેહેરમાં દવાખાનું કહાડયું, અને તેજ ચોકસ ઉ
પાય મેં આપની રાણીપર અજમાવી જોયો; પણ એ
બાપડીનું આવરદા આવી રહ્યું એટલે કાંઇ ટિકી લાગી
નહિ. મૂર્ખાને મ્હોંએથી આવો હેવાલ સાંભળી રાજા વિ
ગેરે સભાના તમામ લોકો ખડખડ હસી પડયા, અને તે
ઓએ ધાર્યું કે આ તો કોઇ ખરેખરો બેવકુફજ છે. એ-
મ ધારી રાજાએ તેને બે ચાર ઢોલ છક્કડ મરાવી તગેડી
મૂકાવ્યો, અને આવું ભયંકર કામ તેને સોંપ્યું તેને વા
સ્તે બહુ પસ્તાવો કરવા લાગ્યો.

---

# ટૂચકો ૧૨ મો.

## રાજા અને મશ્કરો.



એક દહાડો કોઇ એક રાજા પોતાના મશ્કરા સાથે બાગમાં ફરતો હતો એવામાં તેણે એક ગધેડાને દીઠો. તેને જોઈને રાજાએ મશ્કરાને કહ્યું કે તારામાં ને પેલા જનાવરમાં કાંઇ ફેર માલમ પડતો નથી. ત્યારે મશ્કરાએ હળવેસ્તાં જવાબ આપ્યો કે હે જહાંપના મારામાં ને એ જનાવરમાં તો આસમાન જમીનનો ફેર છે એતો સ્પષ્ટ માલમ પડી આવે છે, કેમકે હું આપના જેવો બદશીકલ નથી અને વળી સાહેબની ગળીની અંદર એટલી બધી તો મધુરતા રહી છે કે આપ જ્યારે ગાયન કરવા બેશો ત્યારે આપનો મધુર કંઠ સાંભળીને એ જનાવરનો ધણી મારૂં જનાવર અંહિઆં કયાં ભુલું પડયું છે એમ ધારી આપની પાસે ભૂલમાં દોડી આવે. માટે જે ખિતાબ આપ મને આપવા માગો છો તે કોઇ પણ દરજ્જે મને લાગુ પડનો નથી, પણ આપને ચોકઠાબંધ લાગુ પડે છે. આ સાંભળી રાજા છેક શરમિંદો પડી ગયો અને પોતાની ઉજ્જતાઈપિર થોડીવાર પસ્તાવો કરી બીજી વાત કહાડી તે વાત ભૂલાવી દીધી, કારણ કે તેની શીકલ તથા સૂર ગધેડાના જેવાંજ હતાં.

# ટૂચકો ૧૩ મો.

## બોડા માથામાં એક નાની સરખી ટપલી.

કોઇ એક શખસને એવી તો ખરાબ આદત પડી હતી કે જે કોઇનું માથું બોડું જોતો તેને "બોડા માથામાં એક નહાની સરખી ટપલી" એમ કહી ટપલી મારતો; અને જ્યારે બોડા લોકો ચીડવાઇને તેને માર મારતા ત્યારે તે હેવું કહેતો કે તમે મને મારી નાંખશો પણ એ ટેવ મારાથી કદી છોડાવાની નથી; કેમકે એમ કરવામાં મને એટલી બધી તો રમુજ પડી ગઇ છે કે દુનિયામાં બીજી એક પણ ચીજ એવી નથી કે જે મને એના કરતાં વધારે સુંદર લાગે. આવું સાંભળી બોડા લોકો તેને માર મારી આખરે કાયર થઇને છોડી દેતા. એક દહાડો એવું બન્યું જે કોઇ તામસી સિપાઇ તરતનું માથું છોલાવી લીસું લપાક કરી પોતાના ઓટલાપર બેઠો હતો. એવામાં પેલા શખસનું ત્યાંથી જવું થયું. તેણે પેલા સિપાઇને ખુલે માથે બેઠેલો દીઠો અને વળી તેનું માથું હુક્કાના ડોઇઆ જેવું જોઇ પેલાને ટપલી મારવાની તલપ થઇ આવી તેથી એકદમ ઓટલાપર જઇને "બોડા માથામાં એક નાની સરખી ટપલી" એમ કહી પેલા સિપાઇના માથામાં તડ દઇને ટપલી મારી. પેલા સિપાઇ ભાઇ ઘણા તામસી હોવાથી તેને ખૂબ માર મારી રાજા પાસે લઇ ગયા, અને અરજ કીધી જે ખુદાવંદ, હું મારે

ઓટલે બેઠો હતો એવામાં આ હરામખોરે બેધડક મારા ઓટલાપર ચડી આવી મારા માથાપર ટપલી મારી. તે સાંભળી રાજાએ પેલા ટપલી મારનારને કહ્યું કે તેં એને શા કારણથી ટપલી મારી? ત્યારે તેણે જવાબ દીધો જે સાહેબ, બોડા માથામાં મને ટપલી મારવાનો ઘણોજ શોખ છે. બોડા લોકો મને ઘણો માર મારે છે તોપણ તેને નહિ ગણકારતાં હું તેઓનાં માથામાં ટપલી ચોડયો જાઉં છું, તેથી આ સિપાઇનું ડોયા જેવું તેમાં વળી તાજું છોલેલું માથું જોઇ મારૂં મન મારે હાથ રહ્યું નહિ, અને જે થવાનું હશે તે થશે એમ ધારી ટપલી ચ્હોડી. આ હસવા લાયક ફારસ સાંભળી રાજા તથા કચેરીના તમામ લોકો ખડખડ હસી પડયા, અને રાજાએ પેલા શખસને તાકીદ આપી કે જો તું આજ પછી કોઇના માથામાં ટપલી મારશો તો તને એકદમ ગરદન મારવામાં આવશે. આ હુકમ સાંભળી પેલો શખસ નાખુશ થઇ જઇ પોતાને ઘેર ગયો, અને બોડા માથામાં ટપલી મારવાનું કામ રાજાએ બંધ કીધું તેને વાસ્તે બહુ પસ્તાવો કરવા લાગ્યો. પછી તેની તલપ દીનપર દીન એટલી બધી તો વધી પડી કે તેણે આખરે પોતાનું માથું બોડાવી નાખી તેના ઉપર ટપલા મારી મારી છેક આળું કરી નાખ્યું. હવે એક દહાડો એવું બન્યું જે રાજા ઘોડાપર બેસીને જતો હતો તેવામાં ઘોડો એકાએક ભડકવાથી રાજાને લઇને નાઠો. રાજા પડી જવાની તૈયારીમાં હતો એટલામાં બોડા માથાંપર ટપલી મારનાર શખસે એકદમ આવી

ઘોડાની લગામ પકડી લઇ તેને પડી જતો બચાવ્યો. તે ઉપરથી રાજા તેનાપર બહુ ખુશ થઈ ગયો અને બોલ્યો જે "માગ માગ જે માગે તે આપું". ટપલી મારનારે જવાબ દીધો જે હે અનદાતા, આપ જો મારાપર ખરેખરા પ્રસન્ન થયા હોવ તો બોડા માથામાં ટપલી મારવાની પરવાનગી આપો, કેમકે જયારની આપે તેમ કરવાની બંધી કરી છે ત્યારનો હું મારૂં માથું બોડાવી નાખી તેના ઉપર ટપલા મારી મારી તલપ મટાડયા કરૂં છું. પણ હવે તો તે એટલું બધું તો આળું થઇ ગયું છે કે આંગળી સરખીએ પણ અડકાડાતી નથી, અને હું દીનપર દીન ફિકરમાં ને ફિકરમાં ગળાતો જાઉં છું. રાજા આવી અજાએબ જેવી માગણી સાંભળી ઘણો ખુશ થઈ ગયો અને તેને તેમ કરવાની પરવાનગી આપી. પેલા શાખસને જેવી પરવાનગી મળી તેવોજ તે બોડા લોકોને ઢુંઢવા લાગ્યો; અને જેને બોડો જોતો તેને "બોડા માથામાં એક નાની સરખી ટપલી" એમ કહી ટપલી મારતો. રાજાએ ઘેર જઇ ગામમાં ઢંઢેરો પીટાવ્યો કે જે કોઇ બોડું માણસ ટપલી મારનાર શખસની સામુ થશે તેને એકદમ ગરદન મારવામાં આવશે. તેથી કોઇ પણ બોડું આદમી તેની સામુ થઇ શકતું નહિ. બોડા લોકો તેનાથી છેક તોબા તોબા થઇ ગયા, અને પછી લાચાર થઇ જઈ ચોટલી રાખવાનો ઠરાવ કરી બધું માથું બોડાવવું એકદમ બંધ કરી નાખ્યું.

---

# ટૂચકો ૧૪ મો.

## જાડો અને સુક્કો માણસ.

કોઇ એક જાડા બોલ જેવા આદમીને એક સુક્કા આદમીએ કહ્યું કે ભાઇ ઇશ્વર બહુ પક્ષપાતિ છે. તે સાંભળી જાડાએ તેનું કારણ પૂછ્યું. સુક્કાએ જવાબ દીધો જે ભાઇ તમને આ દુનિઆમાં ઇશ્વરે સરજ્યા છે તેમજ મને પણ તેણે સરજ્યો છે. એમ છતાં તમારામાં એટલી બધી તો ચરબી ગડબી ગડબીને ભરી છે કે એક ડગલું ભરતાં પણ તમને કંઠે પ્રાણ આવે છે, અને વળી બધી તરફથી એટલા બધા તો ગોળ મટોળ છો કે ઘરમાં ખાડા ખબોચિઆં પૂરવાની તો જરૂરજ નહિ પડતી હોય. જો તે જગ્યાએ આપને આમ તેમ ગબડાવ્યા હોય તો જમીન ખાસી સરખી સપાટ જેવી થઇ જાય અને કદાચ હૃષ્ટપુષ્ટ પાડાની નજરે પડ્યા હોવ તો તે પણ આપને જોઇ શરમાઇને નીચું માથુ ઘાલી નાસી જાય. તેમજ હું એટલો આખો તો સુક્કો છું કે મારાં તમામ હાડકાં બહાર નીકળ્યાં છે અને જરા પણ ચરબી રહી નથી. માટે તમારા એકલામાં બેહદ ચરબી ગડબી તેના કરતાં તમારામાંથી એક ચોથાઇ જેટલી કહાડી મારામાં ભરી હોત તો તેમાં કાંઇ તેનું જવાનું હતું ! એમ જો કરત તો આપણે બંન્નો સુખીઆ થઇ જાત, ને તમે જે આટલા આખા ઢગલા થઇ ગયા છો તે ચરબી ઘટવાથી

છડાછાંટ થઇ જાત. તેમ મારા શરીરમાં પણ ચરબી વધવાથી કૌવત આવત અને બધી રીતે સુખીઓ થઇ જાત. માટે ઇશ્વર પક્ષપાતિ છે એમ શું હું ના કહું ? આ સાંભળી પેલો જાડો આદમી જરા આનંદી હોવાથી બોલી ઉઠયો કે ખરચા, એ વાત તો ખરી પણ હું દાંગી કુઇનું પાણી રોજ પીઉં છું, તેથીજ આવો દાંગો રહું છું. તે કુઇ ઇશ્વરે ફકત હમારા જેવાનેજ માટે સરજીને ગુપ્ત રાખી છે, અને તમારા જેવાને માટે સુક્કી કુઇ બનાવી છે. તેથી તમારે તે કુઇનું પાણી પી હમારા જેવાને જોઇને બળાપો કરી શરીરને પેલી કહેવતવાળી વાત કરવી કે મૂળ વાઘરી તેમાં વળી લુટાયા. એક તો તમારા શરીર સુક્કાં અને તેમાં વળી હમારા જેવાને જોઇને બળાપો કરો, એટલે તમારા શરીરમાં ચરબી શી રીતે વધવા પામે ? માટે હે ભાઇ તું તારે માર્ગે ચાલ્યો જા અને આજ પછી કોઇને એવો સવાલ કરીશ મા. પેલો સુક્કો આ સાંભળી એકદમ ચૂપ થઇ જઇ માથું ઘવડતો ઘવડતો લાગલોજ ત્યાંથી ચાલ્યો ગયો.

## ટૂચકો ૧૫ મો.

### અફીણી ગાડીવાન.

કોઇ એક અફીણી ગાડીવાન પોતાના શેઠની ગાડી હાંકતો હતો, એવામાં તેને એકાએક એવું તો ડોલ્લું આવ્યું કે તેના શેઠ ઉપર ધબ કરતો કે પડયો. તેથી શે-

ઠની પાઘડી ઉછળીને રસ્તામાં પડી ગઇ. આ બનાવ જોઇ આસપાસના સઘળા લોકો ખૂબ હસી પડયા, અને પેલા શેઠ બહુ વિહુલા પડી ગયા, તેથી ખૂબ ગુસ્સાની સાથે પોતાના ગાડીવાનને કહ્યું કે અલ્યા કમબખ્ત મારા દીલપર કેમ પડયો. ત્યારે ગાડીવાન ચોંકીને બોલી ઉઠયો કે સાહેબ આટલી આખી ચોકસાઇ રાખવા છતાં આપ જ્યારે એમજ કહો છો ત્યારે તો આપની નોકરી પ્હોંચી. એમ કહી અછોડા પટકી ચાલતો થયો. પેલા શેઠે થોડો વાર પોતાના ગાડીવાન સામુ ટગર ટગર જોયા કીધું, અને પછી પોતાને હાથે ગાડી હાંકી ઘેર ગયા.

---

## ટૂચકો ૧૯ મો.

### મૂર્ખ રબારી.

---

કોઇ એક રબારીનો જીવ ફરી આવવાથી તે વૈદ્યને ઘેર જતો હતો. તેને જોઇને એક ભલા શખસે તેને કહ્યું કે ભાઇ તું કયાં જાય છે. રબારીએ જવાબ આપ્યો કે સાહેબ મારી તબીયત આજ જરા બગડી આવી છે તેથી રામભટ વૈદ્યને ત્યાં જાઉં છું. પેલો ભલો આદમી બોલ્યો કે આટલા આખા હોશીઆર વૈદ્ય મૂકીને એ ઉંટ વૈદ્યાને ત્યાં જવાનું કોણે કહ્યું ? રામભટ તો ઉંટવૈદ્ય છે અને એની દવાથી તને સારૂં થવાને બદલે ઉલટું વધારે થશે. માટે મહારી શીખામણ માની જો તું મારી જોડે આવે તો હું તને કોઇ હોશીઆર વૈદને ત્યાં તેડી જાઉં. રબા-

રીએ કહ્યું કે સાહેબ મને તો મારા પાડોશીએ રામભટને ત્યાં જવાનું કહ્યું છે તે તો તમે ઉંટ વૈદ્ય કહો છો માટે તમે મને જ્યાં તેડી જશો ત્યાં હું ઘાણી ખુશીની સાથે આવીશ. પછી પેલો ભલો આદમી તેને એક કાબેલ વૈદને ઘેર તેડી ગયો અને ઔષધ અપાવ્યું. તે લઇ રબારી ઘેર આવ્યો અને જેવું પેલું ઔષધ ખાધું તેવુંજ સઘળું દરદ નરમ પડી ગયું અને હતો તેના કરતાં વધારે તનદુરસ્ત બની ગયો. પછી એક સમયે એકાએક તેનું ઉંટ માંદુ પડી આવ્યું; તેથી તેને લઇને પેલો રબારી રામભટને ઘેર ગયો અને કહ્યું કે વૈદ્યરાજ, આ મારૂં ઉંટ આજ બે દહાડા થયાં બરોબર ચારો પાણી કરતું નથી, માટે મેહેરબાની કરી એને શો રોગ થયો છે તે ચોકસાઇથી તપાસીને આપ મને ઘટતી દવા આપો. રામભટ બહુ અજાયબ પામી ઘણા ગુસ્સાથી બોલ્યો કે અલ્યા બેવકુફ ઉંટના વૈદ હમે નહિ ને શા કારણથી તારા ઉંટનું મારી પાસ ઓસડ માગવા આવ્યો? રબારીએ ઉત્તર આપ્યો કે વૈદરાજ, એક દહાડો મારી તબીયત જરા બગડી આવવાથી હું આપની પાસ આવતો હતો એવામાં કોઈ ભલો શખસ રસ્તે થઇને જતો હતો તેણે મને કહ્યું કે રામભટ તો ઉંટ વૈદ્ય છે અને ઉંટ વૈદું કરે છે. એમ કહીને મને કોઇ બીજા વૈદને ત્યાં લઇ ગયો અને ઔષધ અપાવી મારૂં સઘળું દરદ નરમ પાડી નખાવ્યું. તે ઉપરથી મેં ધાર્યું કે આપ ઉંટ વૈદું કરવામાં ઘણા કુશળ હશો. એવું ધારી મારા ઉંટને આપની પાસે લાવી ખડું કીધું છે, માટે

મેહેરબાની કરી એને શો રોગ થયો છે તે પારખી ચોખું ઔષધ આપી એને આપ હોશીઆર કરી દેશો તો હું આપને રાજી કરીશ. પેલો વૈદ આ સાંભળી રબારીની મુર્ખાઇ ઉપર બહુ હસવા લાગ્યો અને તેને સારી પેઠે સમજાણ પાડી મહા મુશીબતથી વદાય કીધો.

---

## વાત ૩૭.

### અમરફળ.

---

નવલપુરી નગરીમાં નવલશાહ નામે વાણિઓ રહેતો હતો. તેને ઘેર એક ગંગારામ કરીને પોપટ હતો, તે એટલો બધો તો ચાલાક તથા નવલશાહને પ્રિય હતો કે જે કાંઇ તેને કરવું હોય તે તેની સલાહ લીધા વના કદી કરતો નહિ. એક દહાડો એવું બન્યું કે સુડાઓની ન્યાત મળી તેથી કેટલાક સુડાઓએ પેલા ગંગારામની પાસે આવી કહ્યું કે આજ આપણી પંચાત મળી છે; માટે મેહરબાની કરીને આપ જો પધારશો તો ન્યાતની શોભા છે. ગંગારામે જવાબ દીધો કે મારો શેઠ જો મને રજા આપશે તો મારે આવવાની કાંઇ પણ હરકત નથી. તે ઉપરથી પેલા સુડાઓ તેના શેઠ પાસે જઇને બોલ્યા કે શેઠ સાહેબ આજ અમારી પંચાત મળી છે, માટે મેહરબાની કરીને આપના ગંગારામને ત્યાં આવવાની રજા આપવી જોઇએ. સુડાને મ્હોંએથી ગંગારામની માગણી સાંભળી નવલશાહ તેની પાસે ગયો,

અને કહ્યું કે તને રજા આપવામાં મારે કાંઈ પણ હ-
રકત નથી, પણ એમ કરતાં જો તું પાછો ન આવે તો પ-
છી મારે શું કરવું ? કેમકે તું તો મારો હઇઆનો હાર છે.
ગંગારામ બોલ્યો કે હું મારા બાપ દાદાનું વચન આપી
તમને કહું છું કે હું કદી પાછો આવ્યા વિના રહેવાનો
નથી. ગંગારામ જરૂર પાછો આવશે એવી નવલશાહની
ખાતરી થવાથી તેને પાંજરામાંથી બહાર કહાડી પેલા સુ-
ડાઓને સ્વાધિન કીધો, અને જતાં જતાં તેને કહ્યું કે કાં-
ઈ નવાઇની ચીજ મારે માટે લેતો આવજે. પછી પેલા
સુડાઓ ગંગારામને લઇ ઉડતા ઉડતા જ્યાં આગળ ન્યાત
ભરાઇ હતી ત્યાં આવ્યા; અને થોડીવાર પંચાત કરી કે-
ટલાકને ન્યાત બહાર મુકયા, કેટલાકને ન્યાતમાં લીધા,
કેટલાકને દંડ કીધા, કેટલાકને દંડ માફ કીધા વગેરે જે
કાંઇ કરવાનું હતું તે કરી સર્વે ન્યાત ઉઠી ગઇ. ગંગારામ
પોતાના ઘર તરફ ફર્યો, પણ જતાં જતાં તેના શેઠની મં-
ગાવેલી નવાઈની ચીજ યાદ આવી તેથી પાછો ફરી ન્યા-
ત વચ્ચે કહેવા લાગ્યો કે ભાઇઓ મારા શેઠે નવાઇની
ચીજ મંગાવેલી છે. માટે જો કોઈ આણી આપશો તો તે-
નો હું જન્મ લગી આભાર માનીશ. આ સાંભળી એક સુડો
ઉડતો ઉડતો એક દેવતાઇ બાગમાં ગયો, અને ત્યાં-
થી અમરફળ લઇ આવી ગંગારામને આપીને કહ્યું કે
આ અમર ફળ છે અને જે કોઇ ખાશે તે સદાએ અમર
રહેશે. અમર ફળ જોઇ ગંગારામ ઘણો ખુશ થઈ જઇ
પોતાના ઘર તરફ ફર્યો, પણ ત્યાં આવી જોય છે તો રાત

પડી જવાથી બારણાં સઘળાં વાસી સર્વ નિદ્રાવશ થયાં હતાં, પણ એક બારી ઉઘાડી રહી ગઇ હતી તેમાં થઇને તે ઘરમાં ગયો અને પેલું ફળ એક ગોખલાની અંદર મૂકી પોતે એક ટોલ્લાપર જઇ બેઠો. હવે એવું બન્યું કે પેલા અમર ફળવાળા ગોખલા આગળ થઇને એક ઝેરી સર્પ જતો હતો. પેલા અમર ફળ ઉપર તેની નજર પડવાથી તેને ડંસ દઇ ત્યાંથી ચાલ્યો ગયો. આ વાતની ગંગારામને ખબર પડી નહિ. સવાર પડી ત્યારે નવલશાહની મા નિદ્રામાંથી જાગીને જોય છે તો ગંગારામને સામેના ટોલ્લાપર બેઠેલો જોયો. તેથી ખુશી થઇને બોલી કે ભાઇ તું આવી પંહોચ્યો? ગંગારામે જવાબ દીધો કે હા માજી, હું કાલ રાતનો આવેલો છું. ડોશીએ કહ્યું, વારૂ પણ નવળશાહે તને નવાઇની ચીજ લાવવાનું કહ્યું હતું તે લાવ્યો છે કે નહિ? ગંગારામ બોલ્યો કે હા માજી લાવ્યો છું, અને તે પેલા ગોખલાની અંદર મૂકેલું છે. ડોશીએ ઘણા હર્ષભેર ગોખલા આગળ જઇ પેલું ફળ લીધું, અને એક એકાંત ઓરડામાં લઇ જઇ જેણી ગમથી પેલા સાપે ડંસ્યું હતું તેણી ગમથી કાપીને ખાધું તેવીજ રૂએરૂએ ઝેરની અસર પ્હોંચી ગઇ; અને તે ફળની ડોશીને એટલી બધી તો લેહજત પડી ગઇ કે તેનાં વખાણ કરવા તાબડતોબ જમને ઘેર દોડી ગઇ. થોડીવાર પછી નવલશાહ જાગ્યો, અને ગંગારામને ટોલ્લાપર બેઠેલો જોઇ તેને પૂછ્યું કે મેં તને નવાઇની ચીજ લાવવાનું

કહ્યું હતું તે કયાં છે? ગંગારામ બોલ્યો કે સાહેબ હું અ-
મર ફળ લાવ્યો છું, અને તે હમણાં જ થોડીવાર ઉપર
આપની માજી લઇ પાસેના ઓરડામાં ગયાં છે. નવળ-
શાહ અમર ફળ જોવાને ઘણો અધીરો બની જવાથી એ-
કદમ તે ઓરડામાં ગયો, અને ત્યાં જઇને જોય છે તો ડો-
શીનું શબ દીઠું. પણ તેની પાસે ફળ તથા ચાકુ પડેલાં
જોઇ મન સાથે કેહવા લાગ્યો કે એ કાફર પોપટેજ મારી
પ્યારી માતાનો જીવ લીધો છે. એમ ધારી જુસ્સાથી પો-
પટ પાસે આવી બોલ્યો કે ઓ હરામખોર, તું અમરફળ
લાવ્યો છે કે ઝેર ફળ? ત્યારે ગંગારામે ઉત્તર આપ્યો કે
અમર ફળ. આથી નવલશાહના ગુસ્સામાં ઉમેરો થયો
અને ગંગારામને સારી પેઠે માર મારી ઉરાડી મૂકયો;
અને પેલું ઝેર ફળ છે એવું ધારી કોઇના મ્હોમાં ન જા-
ય એવી રીતે બહાર જમીનમાં દાટી દીધું. ગામના ત-
મામ લોકો પોપટથી ડોશીનો જીવ ગયો એમ સમજી
બહુ પસ્તાવો કરવા લાગ્યા. થોડાક દહાડા થયા એટલે
પેલું ફળ જમીનમાંથી ઉગી નીકળ્યું અને ધીરે ધીરે એક
મ્હોટું ઝાડ થઇ જઇ તેને ફળ આવવાં માંડયાં, પણ ઝેર
ફળ છે એવું ધારી ગામનો એક પણ શખસ ખાવાની
હિમ્મત ચલાવતો નહિ. હવે તે ગામમાં એક કુંભાર અ-
ને કુંભારણી રહેતાં હતાં. તે એટલાં બધાં તો જઇફ થયાં
હતાં કે ઘરમાંથી બ્હાર પણ નીકળી શકાતું નહોતું, અને
એમ કરતાં જો કાંઇ અગત્યના કામ સારૂ બ્હાર જવું પ-
ડતું તો હાથમાં લાકડી લઇ ખોંખોં કરતાં મહા મુશીબતે

જતાં હતાં. આ ડોશા ડોશીને પેટે એક છોકરો હતો, અને તેની વહુ તેઓનાપર એટલો બધો તો જુલમ ગુજારતી હતી કે આખરે કાયર થઇ જઇને ડોશીએ પેલું ઝેર ફળ ખાઇ મરી જવાનો ઠરાવ કીધો. તેથી તેણે પોતાના ધણીને કહ્યું કે આપણી વહુના જોંસા તોસા મારાથી હવે ઘરડે ઘડપણ સંખાતા નથી, માટે આજે તો હું પેલું ઝેર ફળ ખાઇને જીવ આપીશ. એટલું કહી હાથમાં લાકડી લીધી, અને જુસ્સાથી પેલા ઝેર ફળના ઝાડ* તરફ જવા માંડ્યું. ડોશો લાકડી લઇ ખોંખો કરતો મહામુશીબને ડોશીની પાછળ ગયો, અને તેને ઉભી રાખીને કહ્યું કે અમસ્તો ખાલી શું કરવાને તું જીવ આપે છે ? કાલે સવારે આપણા છોકરાને કહીને વહુને શીખામણ દેવડાવીશ, અને તારી સામે એક પણ શબ્દ નહિ કહાડે એ વાતનો પાકો બંદોબસ્ત કરીશ. ડોશી ગુસ્સે થઇને બોલી કે તમને તમારો જીવ બહુ વહાલો છે તો તમે સુખેથી રહો; પણ હું કદી માનનાર નથી કેમકે છોકરો તદન વહુનો થઇ ગયો છે, ને હંમેશાં બે જણા એકઠાં થઇ જઇ આપણી સામાં ને સામાં ઉતરે છે, માટે આટલી આખી ઉમ્મરે ન્યાતમાં ઇજત જાય એવું કદી કરનાર નથી, અને હું ઝેરફળ ખાઇને મરી ગયા વગર પણ રહેવાની નથી એ પણ તમારે નક્કી સમજવું. તમે જે જુવાન ગબરૂ જેવા છો તે સુખેથી રહી છોકરા ને વહુના ટપલા ખાયા કરો. એમ કહી જુસ્સાથી ઝેરફળ ખાવા ચાલી. ડોશાએ પાછળ જઇ તેને બહુ સમજાવવાનું કીધું,

પણ તે નહિ ગણકારતાં પેલી ડોશી ઝેર ફળના ઝાડ આ-ગળ જઈ એક ફળ તોડી ખાઇ ગઈ. તેવીજ ડોશી ટળી જઇ સોળ વરસની નવજોબના સ્ત્રી બની ગઇ. પેલી ડોશી પોતાના શરીરનો આવી રીતે એકાએક ફેરફાર થઇ જવાથી બહુ વિશમય પામી; અને એક ફળ તોડી ડોશાને આપીને ક-હ્યું કે આપણે ધારતા હતા કે આતો ઝેર ફળ છે પણ એ તો પેલા ગંગારામના કહેવા મુજબ અમર ફળ નીવડ્યું. માટે તું પણ ખાઇને મારા જેવો થઇ જા. પછી ડોશાએ પણ તે ફળ ખાધું એટલે તે પણ ડોશો ટળી જઇ વીશ વરસનો ફાંકડી સુરતનો જુવાન બની ગયો. એ રીતે પેલા ડોશા ડોશી ફળ ખાઇ ઘરડાના જુવાન બની ગયાં. સવાર પડી એટલે સર્વે લોકે બહુ વિશમય પામી તેઓનાં શરીરમાં એકાએક ફેરફાર થઇ જવાનું કારણ પૂછ્યું. ત્યારે તેઓએ કહ્યું કે હમે હમારી વહુ તથા છોકરાથી એ-ટલાં બધાં તો કંટાળી ગયાં હતાં કે આખરે હમે ઝેર ફળ ખાઇને મરી જવાનો ઠરાવ કીધો; અને ત્યાં જઇ જેવું તોડીને ખાધું તેવાંજ હમો બન્નો ડોશાં ટળી જઈ આ-વી સ્થિતિમાં આવી ગયાં છીએ, અને હમારી ખાતરી થ-ઇ કે ગંગારામના કહેવા મુજબ તે અમર ફળજ છે. આ હેવાલ સાંભળી ગામના તમામ લોકો પેલા ઝાડ આગળ જઇ એક પછી એક ફળ તોડીને ખાવા લાગ્યા. આ વા-તની નવલશાહને ખબર થઇ તેથી તેણે પણ ત્યાં જઇને પેલું ફળ ખાધું એટલે તે પણ જુવાન ગબરૂ જેવો બની ગયો, તેથી તે અતિશં શોકાતુર થઇ જઇ કહેવા લાગ્યો કે

નાહક મેં બિચારા નિમકહલાલ પોપટને ઉરાડી મૂકયો, કેમકે જે મેં ઝેર ફળ જાણીને કહાડી નાખ્યું હતું તે આખરે તેના કહેવા મુજબ અમર ફળ નીવડયું. એવી રીતનો ઘણો પસ્તાવો કીધો, અને પોતાના પ્રીય પોપટના વિયોગથી બહુ કષ્ટ પામ્યો.

---

## ટૂચકો ૧૭ મો.

### આંધળે બહેરૂં કુટાયું.

---

કોઇ એક મૂર્ખ શખસ ન્યાતમાં જમવાને ગયો ત્યાં લાડુ પીરસાવા આવ્યા. તે જોઇને પેલા મૂર્ખાએ તેનીપાસેના શખસને પૂછયું કે ભાઈએ શું પીરસાવા આવ્યું? ત્યારે તેણે જવાબ દીધો કે સાળા મુગો મુગો બેસી રહેની. આ ઉપરથી પેલો મૂર્ખો એમ સમજયો કે લાડુનુ નામ "શાળા" હશે. ત્યાર પછી દાળ આવી એટલે મૂર્ખાએ પાછું પેલા શખસને પૂછયું કે આ શું? ત્યારે તે બોલ્યો કે તારી માનું નાતરૂં. આ ઉપરથી પેલા મૂર્ખાએ દાળનું નામ "તારી માનું નાતરૂં" છે એમ ધાર્યું. ત્યાર પછી ભજીઆં આવ્યાં, ત્યારે વળી પાછું મૂર્ખાએ પેલાને પછયું કે આ વળી શું આવ્યું? ત્યારે તેણે કહ્યું કે ગધેડીના હવે તો મેહરબાની કરીને જરા બોલનો રહે તો સારૂં. આ ઉપરથી પેલા મૂર્ખાએ ભજીઆંનું નામ "ગધેડીનાં" ધાર્યું. પછી જયારે બધું પીરસા-

ઇ રહ્યું ત્યારે ઘરધણી બીજીવાર લાડુ પીરસવા આવ્યો એટલે પેલો મૂર્ખો બોલ્યો કે "સાળા" એક મને મૂકજે. ઘરધણીને ગાળ પડવાથી ગુસ્સો તો બહુ ચઢ્યો, પણ મનમાં વિચાર કીધો કે જો હું હમણા કાંઇ પણ બોલીશ તો મારી ન્યાત ધૂળ ધાણી થઇ જશે અને બધો પૈસો પાણીમાં જશે. એમ ધારી દર ગુજર કરી જઈ તેને લાડુ મૂકયો. લાડુ પીરસાઇ રહ્યા પછી ઘરધણી દાળ લઇ આવ્યો તેથી પેલા મૂર્ખાએ તેને કહ્યું કે "તારી માનું નાતરૂ" આ દડિઆની અંદર જરા મૂકતો જજે. આથી ઘરધણીના ગુસ્સામાં ઉમેરો થયો, અને જાણે બળતામાં ઘી હોમ્યું હોય એવું તેને લાગ્યું, પણ ન્યાત ધૂળ થઇ જાય તેટલા માટે એક શબ્દ પણ બોલ્યા વગર તેને દાળ મૂકી. ત્યાર પછી ઘરધણી દાળ મૂકી દઈ જ્યારે ભજીઆં પીરસવા આવ્યો ત્યારે મૂર્ખો બોલ્યો કે "ગધેડીના "થોડાં- એક મને મૂકજે. ઘરધણીએ વિચાર્યું જે મારો પિત્તો તે હવે કયાં લગી બરદાશ રાખી શકું, ને આવી ખરાબ ગાળ તે કેમ સંખાય? પણ ન બોલ્યામાં નવ ગુણ છે; અને હવે ભાત કહાડવાની વખત થઈ છે તેથી થોડા સારૂ એમ શું કરવા કેહવડાવવું કે ફલાણા શખસે ન્યાત જમાડી તેમાં ભાત આવવાની વખતે સૌ લડી પડી ઉઠી ગયાં. એવું ધારી ભજીઆં પણ મૂકયાં ને કાંઈ બોલ્યો નહિ. સઘળું પીરસાઇ રહ્યા પછી ઘરધણી ભાત લઇને આવ્યો, તેને જોઇ વળી પાછું મૂર્ખાએ પેલા શખસને પૂછયું કે ભાઇ આનું નામ શું? ત્યારે તેણે ચીઢવાઇને જવાબ દી-

ઘો કે લપોડશંખ વારે વારે તે શું પૂછતો હશે?. આથી પેલા મૂર્ખાએ ભાતનું નામ "લપોડશંખ" ધાર્યું. પછી જ્યારે ઘરધણી ભાત લઈ મૂર્ખાની પાસે આવ્યો ત્યારે તે બોલ્યો કે "લપોડશંખ" થોડોક મને મૂક તો. આ શબ્દ ઘરધણીથી સહન ન થવાથી તેણે પેલા મૂર્ખાના માથામાં એક ધપ્પો ચોઢયો. તેથી મૂર્ખો ખૂબ ગુસ્સાની સાથે ઉઠયો, અને ઘરધણીના માથામાં બે ચાર ધપ્પા ચોઢી કહાડીને બોલ્યો કે કમબખ્ત, તું ન્યાત જમાડવા બેઠો છે કે રમત કરવા. મેં તારી પાસે "લપોડશંખ" માગ્યો તે મૂકવાને બદલે મારા માથામાં ધપ્પો શા માટે ચોઢયો? ઘરધણીએ મનમાં વિચાર્યું કે હજુ એ સાળો ગાળ દેતો રહેતો નથી, તેથી ઘણાજ ગુસ્સાની સાથે ભાતની થાળી પેલા મૂર્ખાના માથામાં મારી. પણ મૂર્ખાના સારા નશીબે કરી થાળી છટકી જવાથી તેને જરા પણ વાગી નહિ ને ભાત સઘળો જમીનપર વેરાઇ ગયો. તેથી મૂર્ખાએ તેને હસીને કહ્યું કે એ મારવાથી તારા હાથમાં શું આવ્યું? ઉલટો "લપોડશંખ" વેરાઇ ગયો. આ ઉપરથી ઘરધણીએ એકદમ ધસીને મૂર્ખાની ચોટલી પકડી બે ચાર લાત ચોઢી કહાડી બોલ્યો કે ચંડાળ, હજુ તું ગાળ દેતો રહેતો નથી કે? મૂર્ખાએ પણ તેની ચોટલી પકડી બે ચાર લાત ચોઢી કહાડી. એ રીતે બે જણા બાથંબાથપર આવી ગયા અને અકેકના ઉપર ગડદા પાટુ વગેરેનો માર આંખ મીચીને ચલાવવા લાગ્યા. ન્યાતના લોકોએ ઘણી મુશ્કેલાઇથી બંન્નેને જૂદા પાડી લડવાનું કારણ

પૂછયું, ત્યારે ઘરધણી બોલ્યો કે ભાઇ સાહેબો, મેં તમને જમવાને તેડયા છે પણ કાંઇ ગાળ ખાવાને તેડયા નથી. આ હરામખોરે મને ચાર વાર ગાળ દીધી. ત્રણ વાર તો મારી ન્યાત કચવાઇ જાય એમ ધારી મેં મારો પિત્તો સમાવી રાખ્યો અને એક શબ્દ પણ બોલ્યો નહિ. પછી ચોથી વાર એ કાફરે જે મને ગાળ દીધી તે મારાથી સહન થઇ શકી નહિ, ને મારો પિત્તો છેક ઉછળી ગયાથી એ સેતાનના માથામાં ધપ્પો માર્યો. ઘરધણીને મ્હોંએથી આવો હેવાલ સાંભળી પેલા મૂર્ખાને ન્યાતના લોકોએ કહ્યું કે ભાઈ તેં ગાળ શા વાસ્તે દીધી? મૂર્ખાએ જવાબ આપ્યો કે ભાઈ સાહેબો મેં એને એક પણ ગાળ દીધી નથી. એ બોલે છે તે તદન જૂઠું બોલે છે. પેહેલીવાર તો મેં એની પાસે "સાળા" માગ્યો. બીજીવાર "તારી માનું નાતરૂં" માગી લીધું. ત્રીજીવાર "ગધેડીના" માગ્યાં, અને ચોથીવાર જેવો "લપોડશંખ" માગવા જાઉં છું કે તે મૂકવાને બદલે ઉલટો મને ધપ્પો ચોઢયો. વગર વાંકે મારા બોડા માથા ઉપર ધપ્પો પડવાથી હું પણ એની સામો થયો. એ રીતે હમે બેઉ જણા વળગા ઝુમીપર આવી ગયા. આ હકીગત સાંભળી ન્યાતના લોકોનાં મનમાં આવ્યું કે આ જે સઘળી ગાળ દીધી તે હમનેજ દીધી એમ ધારી મૂર્ખાની ચોટલી પકડી બે ચાર ધપ્પા ચોઢી કહાડીને બોલ્યા કે નાપાક, હમે હકીગત પૂછવા આવ્યા તેમાં હમને શા માટે ગાળ દીધી? ઘરધ-

ણી જે ગાળ દેવાનું કહે છે તે વાજબીજ કહે છે, કારણ-કે હમે સેહેજ પૂછવા આવ્યા તેમાં હમને બે ચાર ગાળ ચોઢી કહાડી તો એને દીધા વગર શા માટે રહ્યો હશે? માટે બેશક તેં એને ગાળ દીધીજ છે. એમ કહી પેલા મૂર્ખાને મારી મારીને તેનાં પૂંઠિઆં રંગી નાખ્યાં. મૂર્ખાનાપર બેસુમાર માર પડવાથી તે ગભરાઇને બોલી ઉઠયો કે બાપજીઓ, અમસ્તા ખાલી મને શું કરવાને ધીબોવો છો! મેં તો જે જે ચીજ ન્યાતમાં પીરસાવા આવી તેનાં નામ મારી પાસેના શખસને પૂછયાં હતાં; અને જે પ્રમાણે તેણે મને બતલાવ્યાં તે પ્રમાણે હું માગતો ગયો; માટે એમાં મારી જરા પણ કસુર નથી. સર્વે લોકો આ સાંભળી એક બીજાને કહેવા લાગ્યા કે આ તો કોઇ ખરેખરૂં રત્ન માલમ પડે છે. આપણે નાહક એ બિચારાને માર્યો. એવી રીતનો પસ્તાવો કરી તેઓએ પેલા મૂર્ખાને બે ચાર ધક્કા મારી ત્યાંથી તગેડી મૂકયો; અને આંધળે બેહેરૂં કૂટાયું તેથી તેઓ બેહદ હસવા લાગ્યા.

---

## ટૂચકો ૧૮ મો.

### અતિશેં મૌડી તથા પિંડપોશી બાયડી.

---

કોઈ એક બાયડી પોતાના ધણીને કોઇ દહાડો ખીચડી તો કોઇ દહાડો દાળ ભાત એવું તેવું એકાદવનું કરીને ખવડાવતી; અને જયારે તેનો ધણી તેને ખાવાનું

કહેતો ત્યારે તે કહેતો કે તમે તમારે ખાઓની એટલે થયું. મને તો જે હશે તે ચાલશે; એમ કહી ધણીની ભેગી ખાતી નહિ. પછી જ્યારે તેનો ધણી પોતાનાં કામપર જતો ત્યારે તે કોઇ દહાડો ખરફી પૂરી કોઇ દહાડો શ્રિખંડ પૂરી કોઇ દહાડો બાસુદી પૂરી એમ નિત્ય ફરતા ફરતી ભોજન કરીને ખાતી; અને તેનો ધણી જ્યારે તેને રાત્રે તેં શું ખાધું એમ પૂછતો ત્યારે તે કહેતી કે ધૂળ ભસ. એક દહાડો તેના ધણીએ વિચાર કીધો કે રાંડ રોજ મારે મ્હોંએ ધૂળ ભસ ધૂળ ભસ કહ્યાં કરે છે તે કાલે જોઉં તો ખરો કે ધૂળ ભસ કેવું એક થાય છે. માટે કાલે હું મારા કામ ઉપર નહિ જાંઉ. પછી બીજે દહાડે પેલી સ્ત્રીએ રાબેતા મૂજબ તેને એકાદશનું કરીને ખવડાવ્યું. એટલે તેનો ધણી લૂગડાં પહેરી જાણે કામ ઉપર જતો હોય એવું ડોળ ધારણ કરી બહાર જઈ રસોડાંની જગો દેખાય એવી જગોપર સંતાઇ રહ્યો. પછી રસોડામાં નજર કરે છે તો પેલીએ કંસાર પોળી તેમાં ભરજાદ ઘી, વડાં, ભજીઆં, ચાણા, નરમ મોગ, બે ત્રણવનીનાં શાક બે ત્રણવનીનાં રાયતાં વિગેરે બતરીશી રસોઇ કરીને જમવા બેઠી. બૈરીની આવી તરેહની વર્તણુંક જોઈ તેના ધણીને હાડોહાડ લાગી ગઈ; અને મનમાં કહેવા લાગ્યો કે રાંડને જ્યારે હું પૂછું છું ત્યારે રાંડ મારે મ્હોંડે દરરોજ ધૂળ ભસ, ધૂળ ભસ કહે છે. પણ રાંડ તો આવું સ્વાદિષ્ટ મિષ્ટાન ઉડાવે છે. પણ ફિકર નહિ; આજ રાત્રે એ રાંડનો

વેતરણ કરીશ. રાત પડી એટલે પેલાએ ધારા મૂજબ તેની સ્ત્રીને પૂછયું કે આજે તેં શું ખાધું? ત્યારે તેણીએ હસોને જવાબ દીધો કે રોજ રોજ તે તમે શું પૂછતા હશો! તમે ખાધું એટલે હું તો ગંગા નાહી. મારે વાસ્તે હું કાંઇ કરવા બેસવાની હતી? હું તો વખને કાચું કોરૂં પણ ફાકી બાકી લઉં. ધણીએ તેને કહ્યું કે એ બધું તો ખરૂં, પણ આજ તેં શું ખાધું તેજ ફક્ત હું જાણવા માગું છું. પેલી સ્ત્રીએ જવાબ દીધો કે ધૂળભસજતો બીજું વળી શું? ધણીએ હસતાં હસતાં કહ્યું કે ધૂળ ભસનો ધૂળભસ, માટે મારો વિચાર પણ કાલથી તારી સાથે ધૂળ ભસમાં રાખજે. તું રોજ મ્હારે મ્હોંડે ધૂળ ભસ ધૂળ ભસ કહ્યાં કરે છે તે જોઉં તો ખરો કે ધૂળ ભસનું જમણ તે વળી કેવું એક થાય છે. પોતાના ધણીને મ્હોંએથી આવા શબ્દ સાંભળી પેલી બૈરી સમજી ગઇ કે મારા ખાવાની એને ખબર પડી ગઇ છે. તેથી ઘણીજ શરમિંડી પડી જઇ માથું નીચું ઘાલી બેઠી. પછી ધણીએ તેને ઘટતી સજા કીધી, અને બીજે દહાડેથી તે પોતાની વહુ સાથે ધૂળ ભસમાં જમતો થયો.

---

## ટૂચકો ૧૯ મો.

### બખીલ ને બાવો.



કોઇ એક બખીલના ઘરમાં એક બાવો માગવાને

મસે ગયો. તેને જોઇને પેલો બખીલ બોલ્યો કે બાવાજી સાહેબ, આપ આવ્યા છોતો ભલે, પણ મારી તરફથી એક ફૂટી બદામ સરખીની પણ તમારે આશા રાખવી નહિ, કેમકે જ્યારે હું નાનો હતો ત્યારે હું બહુ ધર્મ દાન કરતો હતો ને તમારા જેવા મારે બારણેથી કદી પાછા જતા નહિ. પણ તેમ કરવાથી મારા શરીરમાં સુધારો થવાને બદલે ઓર કુધારો થવા માંડયો. તે ઉપરથી મેં ધર્મદાન કરવું એકદમ બંધ કરી નાખ્યું. પછી તો ધીરે ધીરે મારા શરીરમાં એકાએક એવો તો ફેરફાર થઈ ગયો કે હું હતો તેના કરતાં પણ વધારે તનદુરસ્ત થયો. માટે આપની માગણી કબૂલ રાખવાને હું છેક લાચાર છું. તમારા જેવાને આપી મારા તનદુરસ્ત શરીરમાં જરા પણ બિગાડ કરવા ચાહતો નથી. માટે મેહેરબાની કરી મારી પાસે કાંઇ નહિ માગો તો મારી તનદુરતીમાં એક મોટો સુધારો કીધો એવું હું સમજીશ. કદરીના આવા સુકન સાંભળી પેલો બાવો બહુ ખેદયુકત થઇ મન સાથે કહેવા લાગ્યો કે યાર આટલાં આખાં ઘર મૂકી દઇ આવા કદરીને ત્યાં કયાં આવ્યા કે મારો આવો તિરસ્કાર થયો ! એવી રીતનો પસ્તાવો કરી પેલા કદરીને સાહેબ મેહરબાન કહી એકદમ ત્યાંથી ચાલ્યો ગયો.



# ટૂચકો ૨૦ મો.

## અવળચંડી બૈરી.

કોઇ એક બ્રાહ્મણની સ્ત્રી એવી તો અવળચંડી હતી કે જે કાંઇ તેનો ધણી કહેતો તેનાથી ઉલટુંજ કરતી હતી. એક સમયે પેલા બ્રાહ્મણે વિચાર કીધો કે આજથી સાતમે દહાડે મારા બાપનું શ્રાધ્ધ આવે છે તે કર્યા વગર કેમ ચાલે! તેમ મારી બૈરીને પણ કેમ કહેવાય? એની તો એવી રીતજ છે કે જે કાંઇ હું કહું છું તેનાથી ઉલટુંજ કરવું. માટે કાંઇ તદબીરથી એને કહી શ્રાદ્ધ થાય એવો ઘાટ રચું. એવો વિચાર કરી પોતાની બૈરી પાસે આવીને બોલ્યો કે આજથી સાતમે દહાડે મારા બાપનું શ્રાદ્ધ આવે છે, પણ કાંઇ ગડબડ સડબડ કરવાનો મારો વિચાર નથી, કેમકે અમસ્થા ખાલી પૈસા ક્યાં પાણીમાં નાખી દઇએ? બૈરીએ જવાબ દીધો કે ના, સસરાજીનું શ્રાદ્ધ કર્યા વના ચાલે નહિનો. તમે તો ખરેખરા તેને પેટે દીવા ઉઠ્યા હોય એમ લાગે છે. બ્રાહ્મણે કહ્યું કે તારી જ્યારે એવીજ મરજી છે ત્યારે તો લાડુ બાડુ કરી એકાદ બ્રાહ્મણને જમાડજે. પેલી બોલી એમ કેમ થાય! સસરાજીનું શ્રાદ્ધ છેક ઘસડાઇ નંખાય નહિ તો. હું તો દશ બાર બ્રાહ્મણને નોતરીશ, અને બાસુદી પૂરી, પાતરવડીઆં, વળી વિધવિધ વનીના શાક મરી મીઠું નાંખી ખાસાં વઘારી તુગારી તીખાં તમતમા કરી રાયતાં વિગેરે

બત્રીશી રસોઇ કરીને તેમને જમાડીશ. પેલો બ્રાહ્મણ પોતાના કામમાં ફતેહ પામ્યો, અને જો વધારે બોલીશતો બાજી બધી બગડી જશે એમ સમજી એકદમ ત્યાંથી ચાલ્યો ગયો. પછી જ્યારે શ્રાદ્ધનો દહાડો આવ્યો ત્યારે પેલી દશ બાર બ્રાહ્મણને નોતરી લાવી, અને બાસુદી પૂરી વગેરે વિધવિધ વનીની સામગ્રી તેઓને ખવડાવી તે ઉપર સારી દક્ષણા આપી વદાય કીધા. પછી પેલો બ્રાહ્મણ ખાવાને બેઠો. ખાઈ રહ્યા પછી તેનાથી પોતાની વહુને એટલું કહેવાઈ ગયું કે આ પિંડ છે તે ગાયને ખવડાવજે. તે ઉપરથી તે ગધેડાને ખવડાવી આવી.

## ટૂચકો ૨૧ મો.

### અકબર અને બિરબલ.



કોઈ એક સમયે અકબર બાદશાહ બિરબલને ઘેર જમવાને ગયો, ત્યાં પાતળ આવતાં વાર લાગી તેથી બિરબલની મજાક કરવાના મનસુબાથી પાતળને બદલે પાતર માગી. બિરબલ સમજી ગયો કે રાજાએ મારી વહુને પાતર બનાવી. તે ઉપરથી પાતળ લઇ રાજા પાસે મૂકીને બોલ્યો કે ખા,ખર એટલે ખાખરની છે. અકબરને દ્વીઅર્થીમાં ગધેડો કહ્યો તેથી તેણે બહુ શરમિંડા પડી જઇ માથું નીચું ઘાલી દીધું, અને પોને પેહલ કહાડી તેને વાસ્તે બહુ પસ્તાવો કરવા લાગ્યો.

# ટૂચકો ૨૨ મો.

## બેવકુફ માણસ અને ગધેડો.

એક દહાડો કોઇ એક બેવકુફની પાસે થઇને એક ગધેડો જતો હતો તેને જોઇ પેલા બેવકુફે તેને કહ્યું કે ભાઇ તારા ઉપર મને બહુ વ્હાલ આવે છે. માટે જો તારી મરજી હોય તો આપણે બે જણા દોસ્તી બાંધીએ. એમ કહી તેની પીઠપર હાથ મૂકીને પંપાળવા લાગ્યો. પેલા ગર્ધવે બહુ ભડકયાથી તેની છાતિમાં પોતાના પાછલા પગની એવી તો સજ્જડ લાત મારી કે તેજ ક્ષણે પેલો મૂર્ખો બેહોશ થઇ જમીનપર પડયો. પછી જ્યારે શુદ્ધિમાં આવ્યો ત્યારે ગધેડાને કહ્યું કે ભાઇ તારે ને મારે નહિ બને, કેમકે તારા સ્વભાવમાં ને મારા સ્વભાવમાં આશ્માન જમીનનો ફેર છે. મારો સ્વભાવ જેવો નરમ છે તેવોજ તારો ગરમ છે; અને તને પાછલા પગની લાત મારવાની એક ઘણીજ કઢંગી આદત પડી છે. માટે તારી જોડે દોસ્તી બાંધવી મને ઠીક લાગતી નથી. એમ કહી ત્યાંથી ચાલતો થયો.

# ટૂચકો ૨૩ મો.

## અફીણી.

કોઇ એક સમયે એક અફીણી કેફની ઝુમમાં ઘર-

માં ફરતો હતો એવામાં એક ટટ્ટીની અંદર તેની ચોટ-લી એવી તો ભરાઇ ગઇ જે તે કેમે કરી નીકળે નહિ. તે ઉપરથી પેલા અફીણીએ ગભરાઇ જઇ પોતાની ઓરત-ને બૂમ પાડીને કહ્યું કે અલી ઓરત, જેમ બને તેમ જ-લદીથી આવ, કેમકે કોઇ હરામખોરે મારી ચોટલી એવી તો સાબિત પકડી રાખી છે કે હું ઘણાએ આચકા મા-રૂં છું તોપણ એ કાફર છોડતો નથી. તે સાંભળી તેની ઓરત ઘરધંધો એકદમ પડતો મૂકી દોડતી દોડતી પાસ પડોશીને ઘેર ગઈ અને તેઓને કહ્યું કે કોઇ હરામખોર મારા ઘરમાં ભરાયો છે, અને મારા ધણીની ચોટલી પ-કડી બેસુમાર માર મારે છે. તે ઉપરથી સર્વે લોકો સોટા લઇને તેના ઘરમાં દોડ્યા; અને ત્યાં જઇને જોય છે તો પેલા અફીણીની ચોટલી કામડામાં ભરાઈ ગયલી છે એ-મ દીઠું. તેથી તેઓએ બેહદ હસી પેલા અફીણીને ક-હ્યું કે ભાઇ કોઇ ચોર બોરે તારી ચોટલી પકડી નથી, પ-ણ એ તો કામડાની અંદર ભરાઇ રહી છે. આ સાંભળી પેલો બંધાણી ઝબકીને બોલી ઉઠ્યો કે ખરૂંજ તો. ત-મારાં મનને તો કામઠાં છે પણ મારા મનને તો પૂછ્યું જોઇએછ. અફીણીનાં આવાં વચન સાંભળી સર્વે લોકો એક બીજાને કહેવા લાગ્યા કે એ જે બોલે છે તે બીલકુ-લ બેભાનીમાં બોલે છે. માટે જો એને છૂટો નહિ કરીએ તો જ્યાં લગી અફીણની અસર છે ત્યાં લગી બકારા પાડ્યા કરશે. એમ કહી તેઓએ પેલા અફીણીની ચો-ટલી ટટ્ટીમાંથી કહાડી. ચોટલીથી છૂટો થયો છું એવું

જ્યારે પેલા બંધાણીને માલમ પડ્યું ત્યારે તે સર્વે લોકોને પગે લાગી કહેવા લાગ્યો કે પરમેશ્વર તમારા સર્વેનું ભલું કરે કે તમોએ એ કાફર પાસેથી મારી ચોટલી છોડાવી, બાકી મારો જીવ લેત ત્યાં સુધી એ કમબખ્ત છોડત નહિ. લોકોને આ સાંભળી એટલું બધું તો હસવું આવ્યું કે આખરે તેઓને ત્યાંથી જતા રેહવું પડ્યું. પેલી ઓરત બહુ બ્હીલી પડી ગઇ, ને વગર જોએ સર્પને તેડી લાવી તેને વાસ્તે બહુ પસ્તાવો કરવા લાગી.

## ટૂચકો ૨૪ મો.

### ઓલીઓણ વિધવા.

કોઇ એક વિધવા સ્ત્રીને ત્યાં કૃત આવ્યાથી તેણે બ્રાહ્મણને જમવાને તેડ્યો. બ્રાહ્મણ જ્યારે જમવા બેઠો ત્યારે તેણે ધાર્યું જે આ સઘળું મારા એકલાને માટેજ રાંધ્યું હશે, એવું ધારી બધું ખાઇ પોતાને ઘેર ગયો. તે ઉપરથી પેલી બૈરી બ્રાહ્મણપર બહુ ગુસ્સે થઇ ગઇ, અને જુસ્સાથી લાકડાં લઇ ચ્હુલાની અંદર મૂક્યાં. પરંતુ તે ઘણાં લીલાં હોવાથી ફૂંકી ફૂંકીને થાકી પણ જરાએ સળગ્યાં નહિ. તેથી તે બહુ અકળાવા લાગી, અને બ્રાહ્મણ ઉપર ચીડિઆં દાંતિઆં કરી કરીને ચ્હુલાની અંદર ફૂંકવા મંડી. પણ ચ્હુલો જરા પણ સળગ્યો નહિ. ફૂંકી ફૂંકીને આખરે છેક નિઃશ્વાસ થઇ ગઇ. તેની આંખ તથા

નાક ધુમાડાથી લાલ કરેણાં સરખાં થઇ જઇ તેમાંથી પાણી ગળવા માડ્યું. આખરે છેક થાકી જઇને ખૂબ રોઇ પડી. પછી ધીરે ધીરે તો તેના મનમાં બ્રાહ્મણ સઘળું ખાઈ ગયો તે ઉપર એટલી બધી તો અકળામણ આવી કે આખરે બહાર જઇ છેડો વાળવા બેઠી. તે જોઇને પાડા પડોશીએ ધાર્યું કે બેશક એ બિચારીનું કોઇ અંતનું માણુસ ગુજરી ગયાના સમાચાર આવ્યા હશે, ત્યાર વગર આટલું આખું છાતીફાટ રૂદન કરે નહિ. એવું ધારી સર્વ બૈરાંએ ટોળે મળી પેલી વિધ્વા પાસે આવીને કૂટવા માડ્યું. બૈરાંઓને આવી રીતે એકાએક કૂટતાં જોઇ પેલી વિધ્વાએ ધાર્યું જે નક્કી મહોલ્લાની અંદર કોઇ કાજગરૂં ગુજરી બુજરી ગયું હશે, એવું ધારી તેણે પણ ઉભા થઇને કૂટવા માડ્યું. સારી પેઠે કૂટી રડીને સર્વે બૈરાં ટોળે મળી નદીએ નહાવા ગયાં. નાહી કરી રડતાં રડતાં તેઓ પેલી વિધવાને ઘેર આવ્યાં, અને ત્યાં સારી પેઠે કુટી રડી સૌ પોત પોતાને ઘેર જવાની તૈયારીમાં હતાં એવામાં એક બૈરીએ પેલી વિધ્વાને પૂછયું કે બેન, તમારા પીએરમાં એવું તે કોણ કાજગરૂં ગુજરી ગયું છે કે તમે આટલાં આખાં રૂઓ છો. તે સાંભળી પેલી વિધ્વાએ જવાબ દીધો કે નારે બેન, મરી બરી તો કોઇએ નથી ગયું. પણ આજે મેં મારા ગોરને જમવા તેડયો હતો તે મારૂં રાંધેલું સઘળું ખાઇ ગયો, અને પાતેલાંની અંદર રાંધવાની નિશાણી સરખીએ પણ રહેવા દીધી નહિ. તેથી હું તો ચીઢવાઇ ગઇ અને જુસ્સાથી લાકડાને ચુલા-

માં જોંસ્યાં. ભોગ મારા અભાગણીના કે તે એટલાં બધાં તો લીલાં હતાં કે હું ફૂંકી ફૂંકીને છેક બેજાર બની ગઇ પણ જરાએ સળગ્યાં નહિ. ધુમાડો લાગવાથી મારી આંખ તથા નાકમાંથી પાણી ગળવા માડ્યું, માટે મને તો બળ્યું રોવું આવ્યું, અને ધીરે ધીરે મારા મનમાં એટલી બધી તો અકળામણ આવી ગઇ કે બહાર આવી છેડોવાળી મારા મનનો ઉભરો કાઢવા બેઠી. એવામાં તમે બધાંએ આવીને કુટવા માડ્યું તેપરથી મેં ધાર્યું કે તમારામાંનું કોઇ ગુજરી ગયું હશે, એમ સમજી મેં પણ કુટવા માડ્યું. બાકી હું તો મારાં લીલાં લાકડાં તથા બ્રાહ્મણ સઘળું જમી ગયો તેને રોતી હતી. આ હકીકત સાંભળી સર્વે બૈરાંઓ ખડખડ હસી પડયાં, ને આંધળે બ્હેરૂં કૂટાયું તેને વાસ્તે બહુ પસ્તાવો કરી પેલી વિધ્વાને સારી પેઠે હસીને વ્હીલી પાડી નાંખી. પછી સર્વે બૈરાંઓ પોતપોતાને ઘેર જતાં રહ્યાં. એ રીતે પેલી વિધ્વાને બ્રાહ્મણ બધું ખાઇ ગયો તેનું અંતનું માણસ ગુજરી ગયા જેટલું દુ:ખ લાગ્યું. પેલા જમી જનાર બ્રાહ્મણે જ્યારે આ હસવા લાયક હેવાલ સાંભળ્યો ત્યારે પોતે જે સઘળું જમી ગયો હતો તેને વાસ્તે અતિશેં વ્હીલો પડી જઇ પસ્તાવો કરવા લાગ્યો ને ફરી બીજે દહાડેથી પેલી વિધ્વાના જેટલું રહેવા દઈ જમવા લાગ્યો.

---

# વાત ૪ થી.

## સસલું અને કોલી.

એક તળાવની પાસે દર હતું, તેની અંદર એક સસલો ને એક કોલી રહેતાં હતાં. તે બેઉ જણાં દર રોજ જુદી જુદી જગ્યાપર ચારો પાણી કરવા જતાં હતાં. એક દહાડો કોલીએ સસલાને કહ્યું કે સસલા ભાઇ સસલા ભાઇ, આજે તો હું તમારી જોડે ચારો પાણી કરવા આવીશ. સસલો બોલ્યો કે ના, મારી જોડે તારાથી અવાય નહિ. એમ કરતાં જો તને લઇ જાઉં તો તું ત્યાં ભૂંક્યા વિના રહે નહિ, અને હું વગર કારણે પકડાઇ જાઉં. કોલીએ કરગરીને તેને કહ્યું કે ગમે તે થશે પણ આજ હું ભૂંકીશ નહિ. માટે મને તમારી સાથે લઇ જાઓ. પછી પેલો સસલો તેને લઇને એક શાહુકારની વખારમાં ભરાયો. કોલીએ મીઠાના ઢગલાપર બેસી મીઠું ચાવવા માડ્યું, અને સસલો ગોળનું માટલું લઇ તેમાંથી ગોળ ખાવા બેઠો. થોડી વાર થઇ એટલે પેલી કોલી ભૂંકવાની થઇ તેથી તેણે સસલાને કહ્યું કે સસલા ભાઇ સસલા ભાઇ, હું તો ભૂંકવાની થઇ છું. સસલો ગુસ્સાથી બોલ્યો કે જો રાંડ મેં તને નહોતું કહ્યું કે તારાથી ભૂંક્યા વિના રહેવાવાનું નથી. તે છતાં તું હઠ લઇને આવી. ખબડદાર જો ભૂંકી તો. કોલી બોલી ગમે તેમ થશે તોપણ હું ભૂંકયા-વિના રહેવાની નથી. તમારાથી જેમ નસાય તેમ નાસો, હું તો આ ભૂંકી એમ કહી ભૂંકવા માડ્યું. પેલો સસલો

સૂપડાની તળે ભરાઇ ગયો. પછી પેલી કોલીએ એટલા તો જોરથી ભૂંકવા માડયું કે વેપારીઓ જાગી ઉઠયા. તેઓએ ધાર્યું કે આપણી વખારમાં કોલાં ભરાયાં છે, એમ સમજીને લઈ સોટા ને ત્યાં આગળ દોડી આવ્યા. અને પેલી કોલી ઉપર ખૂબ માર ચલાવવા માંડયો, કોલીએ કરગરીને કહ્યું કે "મને શું મારો છો શેઠ; સસલા સૂપડા હેઠ". તે ઉપરથી વેપારીઓએ જેવું સૂપડું ઉપાડયું તેવોજ પેલો સસલો ગોળનું અડધું માટલું લઇ સટકી ગયો, અને પોતાના દર પાસેના તળાવની પાળપર જઈ બેઠો. વેપારીઓએ પેલી કોલીને સારી પેઠે માર મારયો, અને બે રોટલા ધગધગાવી તેના પેટ ઉપર બાંધી તેને હાંકી કહાડી. તે પણ પેલા તળાવ આગળ જઇ સસલા પાસે બેઠી, અને તેને કહ્યું કે માર ખાધો તો ખાધો અને દાઝી તો દાઝી પણ રોટલા તો લાવી. સસલો બોલ્યો એમાંથી કકડોએક મને આપે છે? કોલીએ કહ્યું મુઆ તું માર ખાવા આવ્યો હતો! માર ખાતાં ખાતાં મારા ડૂચા નીકળી ગયા છે ત્યારે આ રોટલા પામી છું. સસલાએ વિચાર કીધો કે એ ભલમનસાઇથી મને રોટલો આપવાની નથી, માટે કાંઇ પણ તાલ રચી એ રોટલા મારે હાથ આવે એવું કરૂં. એમ ધારી કોલીને કહ્યું કે કોલીબેન, આ રોટલા કાંઇ જતા રહેવાના નથી, માટે આપણે બન્ને આ તળાવની અંદર ડૂબકી મારી અજમુદ્દો કહાડી જોઇએ કે આપણા બન્નેમાંથી વધારે વાર દમ કોનો પ્હોંચે છે. તે ઉપરથી પેલી કોલીએ પેલા બે રોટલા પાળ ઉપર

મૂકી સસલા જોડે તળાવની અંદર જઇ ડૂબકી મારી. કો-
લી તો બિચારી ભોળી હતી ને તેના મનમાં કાંઇ પણ ક-
પટ નહોતું તેથી જેમ બને તેમ વધારે વાર રહેવાય એમ
કરતી. પણ પેલું લુચ્ચું સસલું તો તેના દેખતાં ડૂબકી
મારતું, અને પછી થોડી વાર રહીને પાછું બહાર આ-
વી તળાવની પાળે જઇ કટકો રોટલો ખાઇ ફરીથી ડૂબકી
મારતું એટલે વારંવાર મોડું ને મોડું નીકળતું. એમ
કરતાં કરતાં કકડો રોટલો રહેવા દીધો. પછી કોલીને સ-
સલાએ કહ્યું કે ડૂબકી મારવામાં તો મારી બરોબરી તા-
રાથી નહિ થાય, કારણ કે હું દર વખત તારાથી મોડો ને
મોડો નીકળું છું, માટે હવે આપણે બે જણાં તરવાની
શરત કરીએ અને તેમાં કોણ આગળ જાય છે તેનો સુ-
માર કહાડી જોઇએ. પછી બન્ને જણે પાણીની અંદર
તરવા માડ્યું ને તરતાં તરતાં ઘણે આઘે નીકળી ગયાં.
એવામાં સસલાએ પાછું ફરીને જોયું તો પાળ ઉપર એક
બે કાગડાને બેઠેલા જોયા, તેથી કોલીને કહ્યું કે પેલા કા-
ગડા તારા રોટલા ખાઇ જાય છે, માટે જેમ બને તેમ જ-
લદીથી આપણે બન્ને ત્યાં જઇએ; નહિતર એક કટકો
પણ તારે હાથ આવવાનો નથી. પેલી કોલી કાગડાને રો-
ટલા ખાતા જોઇ ઘણીજ ગભરાઈ ગઇ, અને સસલા જોડે
વ્હેલી વ્હેલી તળાવની પાળે જઇ કાગડાને ઉરાડી મુક્યા.
કકડો રોટલો દેખીને તે ઘણીજ નાખુશ થઇ ગઇ અને
સસલાને કહ્યું કે મેં આટલો બધો માર ખાધો ત્યારે બે
રોટલા પામી તે પણ આ કમબખ્ત કાગડાઓ ખાઇ ગ-

ચા. તેં જો કાગડાને ન દેખાડયા હોત તો આટલો ક-
કડો પણ મારે હાથ આવત નહિ. એમ કહી પેલો કકડો
રોટલો ખાવા બેઠી. સસલું બોલ્યું, બેન કકડીકતો મને
ચખાડ, કદાપિ મેં તને કાગડાઓ ન દેખાડયા હોત તો
એટલો પણ તારે હાથ આવત નહિ. માટે મેં કાગડાઓ-
ને દેખાડયા તેનું ફળ મને મળવું જોઇએ. કોલીએ ક-
હ્યું, મુઆ માર ખાવા તું આવ્યો હતો! માર ખાતાં
મારો ડૂચો નીકળ્યો ત્યારે બે રોટલા પામી, તેમાંનો
આટલો કકડો રોટલો મારે ભાગે આવ્યો તેમાંથી પણ તું
ભાગ ભળવા માગે છે? સસલું બોલ્યું મેં તને કાગડાને
ન દેખાડયા હોત તો એટલો પણ તારે હાથ ક્યાંથી આ-
વત? મેં તને કાગડાઓ દેખાડી જે ગુણ કીધો છે તેના
બદલાનો કટકો માગું છું. પછી તો તારી જેવી મરજી.
એવી રીતે કોલીને ખૂબ ફોસલાવીને તેની પાસેથી કટકો
રોટલો લીધો. પછી સસલું દરમાં જઈ પેલું ગોળનું અડ-
ધું માટલું લઇ આવી ખાવા બેઠું. તે જોઇને કોલીએ તે-
ને કહ્યું કે સસલા ભાઇ, સસલા ભાઇ, થોડોક ગોળ મને
ખાવાને આપો છો? સસલું બોલ્યું જો હું કહું તે પ્રમા-
ણે કબુલ કરે તો થોડોક આપું. કોલીએ કહ્યું કે, જે તમે
કહેશો તે મારે કબુલ છે, પણ થોડો ગોળ મને આપો.
સસલું બોલ્યું કે જો તું મારો ઘોડો થવાનું કબુલ કરે તો
હું આપું. તે વાત કોલીએ કબૂલ કીધી. એ ઉપરથી સ-
સલાએ એક લાકડાની ઢાલ તરવાર બનાવી અને જમા-
દાર થઇ કોલીને ઘોડો કરી તે ઉપર બેઠો, અને આખા

વનમાં ફરવા લાગ્યો. એ રીતે તે હંમેશાં વનમાં ફર્યા કરતો હતો. એક દહાડો ફરતો ફરતો વાઘના મૂકામ આગળ આવ્યો ને ત્યાં આવી જોય છે તો વાઘનાં બચ્ચાંઓને બ્હાર રમતાં દીઠાં. સસલાએ તેઓને કહ્યું કે ઓ બચ્ચાંઓ, તમારી મા આવે ત્યારે કહેજો કે તું પેલા જમાદાર જોડે નાતરૂં કરવાની હતી તેનું કેમ થયું ! બચ્ચાં બોલ્યાં કે આજે રાત્રે હમે તેને કહીશું. સસલાએ કહ્યું કે હું કાલે આ વખત અંહિઆં આવીશ. માટે તમારી માને પૂછી મને બરોબર જવાબ કહેજો, એમ કહી પોતાને મૂકામે ગયો. રાત પડી એટલે વાઘને વાઘણ આવ્યાં, તેમને જોઇને પેલાં બચ્ચાંઓ બોલ્યાં કે આજે કોઇ જમાદાર આવ્યો હતો, તે હમને કહી ગયો છે કે તમારી મા મારી જોડે નાતરૂં કરવાની હતી તેનું કેમ થયું ? ને તે કાલે પાછા આવવાનું કહી ગયો છે. માટે હમને જવાબ દો તે પ્રમાણે કહીએ. આ સાંભળી વાઘ ને વાઘણ બહુ ગુસ્સે થયાં કે એવો તે માથાનો ફરેલ કોણ જમાદાર છે કે વાઘનાં બચ્ચાંને છેડયો. બીજે દહાડે તેઓ શિકાર કરવા ગયાં નહિ ને જમાદારની રાહ જોતાં બેઠાં. થોડીવાર થઇ એટલે પેલું સસલું જમાદાર કોલીપર સ્વાર થઇ ફરતું ફરતું ત્યાં આગળ આવ્યું, અને બચ્ચાંઓને કહ્યું કે કેમ તમારી માને કહ્યું હતું કે નહી ? બચ્ચાંઓએ જવાબ દીધો કે હા હમોએ કહ્યું હતું તો ખરૂં. સસલું બોલ્યું ત્યારે તેણે શો જવાબ દીધો ? આ શબ્દ વાઘને કાને પડવાથી તે છલંગ મારી બ્હાર આવ્યો. વાઘને

સસલાએ જ્યારે ધસીને પોતાની તરફ આવતો દીઠો ત્યારે તેણે કોલીને કહ્યું કે કોલી બેન, તારાથી જેમ નસાય તેમ નાસજે આપાણી પાછળ વાઘ પડેલો છે. માટે જેમ બને તેમ જલદીથી નાસી આપાણા દરમાં પેસી જા. તે ઉપરથી કોલીએ ખૂબ જોરમાં નાસવા માડ્યું અને વાઘ તેમની પૂઠે થયો. સસલું કોલીને દર ન ભૂલતી, દર ન ભૂલતી, એમ કહી ખૂબ શૂર ચડાવ્યા કરતું હતું, તેથી તે ઝટવારમાં સસલાને લઈ પોતાના દરમાં ભરાઈ ગઇ અને વાઘ નિષ્ફળ ગયો. દરની પાસે એક મોટું ઝેરી ઝાડ હતું તેથી પેલા વાઘે વિચાર્યું જે આ ઝાડનાં થોડાંક પાતરાં ચાવી દરમાં પેસવાનો રસ્તો કરૂં એમ વિચારી પાતરાં ચાવવા બેઠો. થોડાંએક ચાવ્યાં એટલે ઝેર ચઢ્યું ને તરતજ મરણ પામ્યો. પછી સસલાએ બ્હાર ડોકીઉં કહાડીને જોયું તો વાઘને જમીનપર લાંબો પડેલો જોયો, તેથી તેણે ધાર્યું કે બેશક એ મરણ પામ્યો છે. એમ સમજી જેવો બહાર આવવા જાય છે તેવાંજ પવનથી વાઘનાં રૂવાં ઉડયાં. તે ઉપરથી તેણે ધાર્યું જે હજુ એ જીવતો છે. એમ ધારી પાછો દરમાં પેશી ગયો. થોડીવાર થઇ એટલે પાછું તેણે દરમાંથી ડોકીઉં કહાડ્યું અને પોતાની લાકડાની તરવારે કરી વાઘને ભચ્ચોભચ ગોદા મારવા મંડયો. વળી પાછાં તેનાં રૂવાં ઉડયાં તેથી વળી પાછો તે પોતાના દરમાં ભરાઇ ગયો. એ પ્રમાણે બે ચારવાર કર્યાં કીધું, પણ વાઘ ઉડયો નહિ તેથી તેની ખાતરી થઇ જે બેશક એ મરણ પામ્યો છે. એમ ધારી કોલીપર સ્વાર થઇ વાઘને

મૂકામે ગયું, અને વાઘણને કહ્યું કે કેમ હવે તું નાતરૂં કરવાની કબુલાત આપે છે કે નહિ? વાઘેણ બોલી કે મારો વર જાણે તો આપણ બન્નેને મારી નાખે, માટે મારાથી તમારી જોડે નાતરૂં થાય નહિ. સસલાએ કહ્યું કે એને તો હમણાંજ મેં આ તરવાર વડે મારી નાખેલો છે. માટે જો તું કબૂલ નહિ કરે તો તું પણ તેજ ગતિને પામીશ. વાઘેણે વિચાર્યું કે વાઘને માર્યો માટે એ જમાદાર બહુ જોરાવર હશે, એમ સમજી સસલા જોડે નાતરૂં કીધું. પછી સસલાએ કોલીની આંખમાં તરવાર ઘોંચી કાણી કરીને કહાડી મૂકી ને પોતે દરવાજાપર જકાત લેવાને બેઠું. એવામાં એક વાંસનું ગાડું આવ્યું. તે જોઇ સસલું જમાદાર બોલ્યું કે અએ ગાડેવાલે, એક બાંસકા ભારા ઇદર રખ કર આગુ જાઓ અગર પીછુ હઠાવ. તે ઉપરથી ગાડાવાળાએ એક વાંસનો ભારો આપ્યો. પછી તેના ગાડાને દરવાજાની અંદર આવવા દીધું. વળતી એક ઘીનું ગાડું આવ્યું તેમાંથી પણ એક ઘીનો ઘાડવો લીધો. છેલ્લું તેલ દીવેલનું ગાડું આવ્યું તેમાંથી જબરજસ્તીથી તેલ દીવેલનો એકેકો ઘાડવો લઇ એક નદીના કિનારાપર ગયું; અને ત્યાં આગળ પેલા વાંસનો એક ઉંચો માળો બાંધીને પેલાં ઘી તેલ તથા દીવેલનાં માટલાં લઇ તેમાં જઇ બેઠું. થોડીવાર થઇ એટલે પેલી કાણી કોલી બીજી ત્રણ કોલીને લઇ ત્યાં પાણી પીવા આવી, અને જેવું પાણી પીવા જાય છે તેવુંજ પેલું સસલું બોલ્યું, કાણી કોલી હુ હે! હુ હે! આ શબ્દ સાંભળી પેલી

ચાર કોલીઓ પાણી પીતી અટકી અને ઉંચું જોવા લાગી. પણ પેલું સસલું બહુ ઉંચો માળો બાંધીને બેઠું હતું તેથી કોઇના દીઠામાં આવ્યું નહિ. આખરે હારીને તેઓએ બીજીવાર પાણી પીવા માડ્યું, એટલે વળી પાછું પેલું સસલું બોલ્યું કે કાણી કોલી ટુ હે! ટુ હે! પેલી ચાર કોલી બહુ વિસ્મય પામી એક બીજાને કહેવા લાગી કે અહિંઆ આગળ કોઇ પણ માણસ તેમ જનાવર પણ દેખાતું નથી, તે છતાં કાણી કહોલી ટુ હે! ટુ હે! એ પ્રમાણે કોણ કહ્યાં કરે છે? તે ઉપરથી તેઓએ ઘણી ચોકસાઇથી ઉંચુ જોઇને તપાસ કરવા માંડી. આખરે પેલી કાણી કોલીની નજર પડી, તેણે સસલાને ઓળખી કહાડી પેલી ત્રણ જણીને બતાવી પોતાની સઘળી હકીગત કહી, અને કહ્યું કે એજ કાફરે મને કાણી કીધી છે, માટે એ સાળાને પકડી હેઠળ લાવી બાફી ખાઇએ. એ વાત પસંદ પડવાથી પેલી ચાર જણીઓએ માળાપર ચઢવા માંડ્યું. અડધેએક પહોંચી એટલે પેલા સસલાએ દીવેલનો ઘાડવો ઢોળી દીધો, એથી પેલી ચાર કોલીઓ લપસી જઈ જમીનપર પડી ગઈ, અને એટલું બધું તો વાગ્યું કે ઉડવાની શકિત પણ રહી નહિ. પછી મહા મુશીબતે ઉભી થઇ ધૂળમાં આળોટી આળોટી ફરીથી ચઢવા માડ્યું. પોણેક ગઇ એટલે સસલાએ તેલનો ઘાડવો તેઓના ઉપર રેડ્યો, તેથી કરીને પાછી તેઓ સરર કરતી સરી જઇ જમીનપર પડી, અને તેઓના બરડા ભાંગી ગયા. તેથી ખૂબ ગુસ્સે થઇને ધૂળ-

માં આળોટી ત્રીજીવાર ચઢવા લાગી, અને માળાની લગભગ જઇ જેની સસલાને પકડવાને હાથ લાંબા કરવા જાય છે તેવોજ તેણે ઘીનો ઘાડવો ઢોળી નાખ્યો એટલે લપસીને હેઠળ આવી, અને એટલી બધી તો દડબાઇ ગઇ કે થોડીવાર સુધી તેઓનાથી બોલાયું નહિ. તેઓનાં દીલ સોરાઇ ગયાં, તેથી તેઓએ વિચાર કીધો કે હવે જો ચોથીવાર આપણે ચઢીશું તો આપણે નક્કી મરણ પામીશું. માટે કાંઇ બીજી યુકિત લગાવી એ કમબખ્ત આપણા સપાટામાં આવે એવું કરીએ. એવો વિચાર કરે છે એટલે તેઓની નજરે કેટલીક ઘીમેલો પડી, તેથી ખુશી થઇને તેને પકડી પકડીને એકેક પછી એકેક એ પ્રમાણે વાંસ ઉપર મૂકી. પેલી ઘીમેલો ચઢતી ચઢતી સસલું જ્યાં આગળ બેઠું હતું ત્યાં જઈ પ્હોંચી, અને તેને એટલું બધું તો ચટકે ચટકે વિંધી નાખ્યું કે તે પોતાના શરીરમાં થબડાકા મારતું મારતું ગભરાઇને હેઠળ પડ્યું તેવુંજ પેલી ચાર કોલીએ તેને ઘેરી લઈ પકડી લીધું, અને ચારેમાંથી જે જબરી હતી તેને સોંપી પેલી ત્રણ રાંધવાનો સામાન લેવા ગઇ. સસલાએ વિચાર્યું કે પેલી ત્રણ જાણીઓ આવશે કે તરતજ મને રાંધી બાફી ખાઈ જશે માટે કાંઇ પણ યુકિતથી આના હાથમાંથી સટકી જવું જોઇએ; એવો વિચાર કરી પેલી કોલીને કહ્યું કે મને નાચતાં એવું મજેનું આવડે છે કે કદાપિ તું જો જોય તો ડંગ બની ગયા વગર રહેજ નહિ. કોલી બોલી કે ત્યારે તું મને નાચી દેખાડ, હું જોઉં તો ખરી કે તું

કેવું એક નાચે છે. સસલાંએ હસતાં હસતાં તેને કહ્યું કે મારા ચાર પગ તો તેં પકડી રાખ્યા છે તે હું શી રીતે નાચું ? એક પગ પણ જો તું છોડે તો નાચની ગમત દેખાડું. કોલીએ વિચાર્યું કે ત્રણ પગ પકડી રાખીશ તો એની મગદુર નથી કે મારા હાથમાંથી નાશી શકે. માટે જોઉં તો ખરી કે એ કેવુંક નાચે છે. એમ ધારી એક પગ છોડી દીધો એટલે પેલું સસલું ખૂબ નાચ કરવા મંડયું. તેથી કોલી બહુ ખુશ થઇ ગઇ. સસલું બોલ્યું કોલી બેન, એક પગના નાચવા ઉપરથી જ્યારે તું આટલી બધી ખૂશ થાય છે ત્યારે હું કદાપિ બેપગે નાચું ત્યારે તો કોણ જાણે કેટલીએક ખૂશ થાય. એક પગે હું ગમે એટલું સારૂં નાચું પણ એક પગ તે વળી એક પગના જેટલુંજ કામ કરે તો; માટે મારો બીજો પગ છોડી દે, ને પછી મારી રમુજ જો. આથી પેલી કોલીનો લોભ વધ્યો તેથી લાગલોજ બીજો પગ પણ છોડી દીધો, એટલે પેલું સસલું એટલું બધું તો નાચવા લાગ્યું કે કોલીનું હસવું માયું નહિ અને બહુજ ખુશ થઇ ગઇ. સસલું બોલ્યું કે મારા ત્રણ પગનો નાચ તેં હજું સુધી જોયો નથી. એક પગ તે એક પગ જેટલું કામ કરે ને બે પગ તે બે પગના જેટલુંજ કરે. અલબત એક પગના કરતાં તો ઘણું વધારે પણ કાંઈ ત્રણ પગને એ પ્હોંચે ! માટે જો તું મારો ત્રીજો પગ છોડે તો તારી ખાતરી થાય કે ત્રણ પગનો નાચ પણ આવી રીતનો થાય છે. પેલી કોલી જોવાની અંદર એટલી બધી તો તલ્લીન થઇ ગઇ હતી કે કહેતાં-

વારનેજ તેણે તેનો ત્રીજો પગ છોડી દીધો. ત્રણ પગ થયા એટલે સસલાએ નાચવાની અંદર જરા પણ કસર રાખી નહિ અને મન મૂકીને નાચ્યું. આ વખતે પેલી કોલીનું હસવું એટલું બધું તો વધી પડયું કે તે ભાંચપર આળોટવા લાગી. કોલીને આવી રીતે તલ્લીન થઇ ગયલી જોઈ સસલું બોલ્યું કે કોલી બેન, તેં મારો એક પગ પકડી રાખ્યો છે તેથી મને નાચવાનું ઘણું મુશ્કેલ પડે છે અને જેવી જોઇએ તેવી ગમત પડતી નથી. માટે જો ચોથો પગ છોડી દે તો નાચની ખરી ખૂબી દેખાડું. અલબત હું ત્રણ પગે ઘણું સારૂં નાચું છું, પણ એકપગની કસર એટલી તો વળી કસરજ તો; માટે મારો ચોથો પગ પણ છોડી દે. પછી જો કે કેવોએક તાલ પડેછે. આ ઉપરથી પેલી લીન થઇ ગયલી કોલીએ ચોથો પગ પણ છોડી દીધો, તેવુંજ પેલું લુચ્ચું સસલું થોડીવાર સુધી આમ તેમ નાચી પેલી કોલીને બે ચાર ધપ્પા મારી ત્યાંથી એકદમ વટાણા વાવી ગયું. થોડીવાર થઇ એટલે પેલી ત્રણ કોલીઓ રાંધવાનો સામાન લઇને આવી ને જોય છે તો ત્યાં આગળ સસલાને દીઠું નહિ. તેથી ખૂબ ગુસ્સે થઇને પેલી કોલીને પૂછયું કે એ હરામખોર કયાં ગયો. પેલી કોલીએ વિચાર્યું કે જો હું સાચે સાચું કહી દઇશ તો નક્કી મને મારી નાખી બાફીને ખાઈ જશે, કેમકે રાંધવાનો સામાન તો આ બધો તૈયારજ છે. એમ ધારી પેલી ત્રણને કહેવા લાગી કે એ તો બહુજ જોરાવર હતું. મેં એને પકડી રાખવાનું ઘણુંએ કીધું પણ એ સાળું મને બહુ માર મારી નાશી

ગયું. આ સાંભળી પેલી ત્રણ જાણીઓ હાથ ઘસતી ર-
હી અને પોતાનું ભક્ષ જતું રહ્યું તેને માટે બહુ પસ્તા-
વો કરવા લાગી. હવે પેલો સસલો વાઘેણ પાસે ગયો તેને
જોઇ વાઘણ બોલી કે મારો ધણી તો રોજ મારી જોડે
શિકાર કરવા આવતો હતો ને તમે તો કોઈ દહાડો આવ-
તા નથી. સસલું બોલ્યું કે ચાલ આજે હું શિકાર કરવા
આવું છું. એમ કહી વાઘેણ જોડે શિકાર કરવા ગયું.
જરાક આગળ ચાલ્યાં એટલે વચોવચ એક ખાડી આવી.
તેથી વાઘેણે સસલાને કહ્યું કે કેમ આ ખાડી તમારાથીં
કૂદાશે? સસલું જુસ્સાથી બોલ્યું કે રાંડ તું બૈરી કૂદી
જશે ને મારાથી નહિ કૂદાય કે! પછી પેલી વાઘેણ તો
ખાડી કૂદી ગઇ ને સસલું જેવું કૂદવા જાય છે તેવુંજ અ-
ધવચ પડી ગયું ને તણાવવા લાગ્યું. વાઘેણને તેનાપર દયા
આવી તેથી તેણે છલંગ મારી તેના બે કાન પકડી બ્હાર તા-
ણી કાઢ્યું. સસલાએ વિચાર્યું કે વાઘેણના મનમાં એમ
આવશે કે હું વાઘ કરતાં નબળો છું, તેથી ખૂબ ગુસ્સે થ-
ઇને આંખ લાલ ચોળ કરીને બોલ્યું કે રાંડ, હું આપ-
ણાં બચ્ચાંને વાસ્તે શિકાર ધોતો હતો તે પણ રાંડે સુ-
ખેથી ધોવા દીધો નહિ, રાંડને જે તે વાતે ઉતાવળજ બ-
હુ. ખબડદાર જો આજ પછી કોઈ દહાડો મને કાઢ્યો
તો. એવી રીતની વાઘેણને સારી પઠમ ધમકી આપી
બેઉ જણાં ત્યાંથી આગળ ચાલ્યાં. થોડેક ગયાં એટલે
બળતો પહાડ આવ્યો તેથી વાઘેણે પાછું પેલા સસલાને
પુછ્યું કે આ પહાડ તમારાથી કૂદાશે કે નહિ. સસલું બ-

હુજ ગુસ્સે થઈને બોલ્યું કે રાંડ આખો દાડો તે શું પૂછ-
પૂછ કર્યા કરે છે? રાંડને કહીએછ કહીએછ ને પાછી તેવી
ને તેવી. તું બેરી કૂદી જશે અને હૂં મરદ અસ્તોરો
અને ટપટપી લઈને માથું બોડીશ કેમ? જો રાંડ વાત
ભાવી છે તે. પછી વાઘેણ તો કૂદી ગઇ, પણ સસ-
લાએ તો જેવી છલંગ મારી તેવુંજ તે અધવચ પડી
જઇ સેકાવા લાગ્યું. પછી વાઘેણે તેમાંથી પણ તેને
ખેંચી કાઢયું તેથી તે બહુ જુસ્સાથી બોલી ઉઠયું કે
રાંડને કહ્યાની પણ ગેરત નથી. હમણા તો રાંડને થોડી
વારપર કહ્યું હતું કે હું ગમે ત્યાં પડયો હોંઉ તોપણ તું
મને કાઢતી ના. તે છતાં રાંડે મને કાઢયો. પણે બચ્ચાંને
માટે શિકાર ધોતો હતો તે પણ રાંડે સુખેથી ધોવા દીધો
નહિ, અને અંહિઆ નિરાતે શિકારને સેકતો હતો તે પ-
ણ રાંડે સેકવા ન દીધો. વાઘેણે કહ્યું કે હું ભૂલી. હવે
તમે જ્યારે એવી હાલતમાં આવશો ત્યારે તમને કદી ક-
હાડવાની નથી. પછી બેઉ જણ શિકાર લઇ પોતાને ઘેર
આવ્યાં ને બચ્ચાંઓને ખવડાવી ત્રપ્ત કીધાં. એ રીતે
હમેશાં સસલા ભાઈ વાઘેણની જોડે શિકાર લેવાને જતા
અને પોતાના દહાડા તેની જોડે કલોલમાં ગુજારતા.

---

## ટૂચકો ૨૫ મો.

### રામબાણ.

કોઇ એક મૂર્ખ શખસ માથું દુખવાથી વૈદને ઘેર

જઇ ઓશડ લેઇ આવ્યો; પણ માથું દુખતું રહ્યું નહી તેથી બીજે દહાડે તેણે ફરીથી વૈદને ત્યાં જઇને કહ્યું કે વૈદરાજ, આપની દવાથી મારા માથાનું દરદ જરા પણ ઓછું થયું નથી ને હું બહુ હેરાન થાઉં છઉં. વૈદ જવાબ દીધો કે કાલે મેં જે દવા તને આપી હતી તે જોઈએ એવી ચોખ્ખી નહોતી, પણ આજ જે દવા હું તને આપું છું તે તો રામબાણજ છે. આ સાંભળી પેલો મૂર્ખો ગભરાઇને બોલી ઉઠયો કે માથું દુખતું રહે કે ન રહે. આપ ગમે તેટલું કરશો તોપણ એ બાણ તો મારાથી નહીં ચવાય, પછી જીવ જાય તોયે શું થયું? એવો અડબંગ ઇલાજ મુજ ગરીબ ઉપર મેહેરબાની કરીને અજમાવી જોતા ના. બાણ સિવાયે ગમે એવી સખત દવા આપ મને ફરમાવશો તે પીવાને હું તૈયાર છું. એમ કરવામાં જરા પણ કંટાળો આણું તો મને મારી રાંડનાજ સમ. મૂર્ખાનું આવું ગાંડું ઘેલું બોલવું સાંભળી વૈદરાજને એટલું બધું હસવું આવ્યું કે હસતાં હસતાં તેનાં આંકોસિયાં ઉંચાં આવ્યાં. વૈદરાજને હસતા જોઇ મૂર્ખો પણ ખડખડ હસવા લાગ્યો, અને બોલ્યો કે આપ આટલા બધા હસો છો તે ઉપરથી સાફ જણાય છે કે બાણ ચવડાવી મને બનાવવાનોજ આપનો વિચાર હતો. પરંતુ આપના એ વિચારને હું સેહજ વારમાં પાઈ ગયો, એટલે હવે આપનું કાંઇ વળવાનું નથી. હું કાંઇ કાચી માયા નથી, આપના છેતરાયા છેતરાય એવા તો બીજા. હાઆહાઆહાઆહા !!! સાબાશ! સાબાશ!

વૈદરાજ, હું કેવો હોશિયાર છું ! ધન્ય છે મારી અક્કલ ને ! એમ કહી પોતાની પીઠ ઠોકવા મંડયો. મૂર્ખાનું આવું વિચિત્ર ભાષણ સાંભળવાથી વૈદનું હસવું એટલે દરજે વધી પડ્યું કે તેણે કાયર થઈ જઇને તેને કહ્યું કે ભાઇ, તારૂં કામ તો ખરેખર અદભુતજ છે. મારે ત્યાં ઘણા ઘણા દરદીઓ આવે છે પણ તારી અક્કલને કોઇ પહોંચે એવું નથી. હવે તો તું અત્રેથી જાય તો સારૂં, કેમકે હવે તો મારામાં હસવાની બિલકુલ ગતી રહી નથી. એટલું કહી વૈદરાજે ઘટતી દવા આપીને મૂર્ખાને જેમ તેમ કરીને વિદાય કીધો.

---

## ટૂચકો ૨૬ મો.

### બે આંધળા માણસ.



કોઇ એક આંધળો શખસ રસ્તે થઇને જતો હતો તેવામાં એક બીજો આંધળો સામેથી આવતો હતો. બન્ને જણા આંધળા હોવાથી સામસામા અથડાયા તેથી બેમાં જે મિજાસી આંધળો હતો તે બોલ્યો, અલ્યા કાફર, હું આંધળો છું તે દેખતો નથી ! તારી મરજી પણ મારા જેવાજ આંધળા થવાની થાય છે કે શું ? એમ કહી તેની ચોટલી પકડી ધપ્પે ધપ્પે મારવા માડયો. પેલા આંધળાએ પોતાના ઉપર બેહદ માર પડવાથી છેક તોબા થઇ જઇ મિજાસી આંધળાને કરગરીને કહ્યું કે, ભાઇ હું પણ તા-

રા જેવોજ આંધળો છું. માટે ફોકટ મારા સરખા ગરીબપર શું કરવાને આટલો આખો ક્રૂરપણાથી માર મારવાને ટૂટી પડયો છે. તે સાંભળી મિજાસી આંધળાએ તેને છોડી દીધો; અને પોતે તેને ક્રૂરપણાથી માર માર્યો હતો તેને વાસ્તે બહુ પસ્તાવો કરી તેની પાસે માફ માગવા લાગ્યો.

---

## ટૂચકો ૨૭ મો.

### મૂર્ખ માણસ ને વૈદ.

કોઇ એક મૂર્ખ માણસ શરીર બગડી આવ્યાથી વૈદને ઘેર ગયો. વૈદે તેની નાડ જોઇ એક કાગળપર પડી લખી આપીને કહ્યું કે આ પડી શેર પાણીમાં નાંખી સારી પેઠે ઉકાળજે, અને જ્યારે પાશેર પાણી રહે ત્યારે પી જજે અને કાલે બરોબર હકીગત લઇને આવજે. પેલા મૂર્ખાએ ઘેર જઇ જે કાગળપર પડી લખી આપી હતી તે કાગળ શેર પાણીમાં નાખી ઉકાળ્યો ને પાશેર પાણી રહ્યું ત્યારે પી ગયો. બીજે દહાડે તે પાછો વૈદને ઘેર ગયો ને કહ્યું કે વૈદરાજ, આપે જે પડી લખી આપી હતી તે એવી તો ચોખી પડી કે એક દહાડામાં રૂપીએ બાર આની ફેર પડી ગયો; હવે માત્ર ચાર આનીની કસર છે તે તો એકાદ બેવાર ઉકાળીને પીશ એટલે તદ્દન મટી જશે એમાં કાંઇ શક નથી. વૈદે કહ્યું કે એ પડી તેં શી રીતે પી-

ધી હતી, ત્યારે તે બોલ્યો કે વૈદરાજ, તમે જેવો કાગળ લખી આપ્યો તેવોજ ઘેર જઇને તે કાગળીઓ શેર પાણીમાં નાંખી દીધો, અને સારી પેઠે ઉકાળી પાશેર પાણી રહ્યું ત્યારે પી ગયો. ધન્ય છે તમારી પડીને કે એક દહાડાની અંદર આટલો આખો ફેર માલમ પડયો. પેલો વૈદ આ સાંભળી તેની મૂર્ખાઈ ઉપર બહુ હસવા લાગ્યો, અને તેને સારી પેઠે સમજાણ પાડી ઘટતી દવા આપી વદાય કીધો.

---

## ટૂચકો ૨૮ મો.

### એક ઠીંગણા માણસનો હાજર જવાબ.

---

કોઇ એક લાંબા શખ્સને એક ઠીંગણા શખ્સ જોડે દોસ્તી લાગી હતી. એક દિવસ તે બેઉ જણા ફરતા હતા એવામાં પેલા ઠીંગણા શખ્સને કોઇ બીજા શખ્સે પૂછ્યું કે ભાઇ તમે આટલા બધા મંદુડીઆ કેમ દેખાઓ છો. ત્યારે તેણે જવાબ દીધો કે એ વાત તો ખરી, પણ તમે એવી કહેવત નથી સાંભળી કે "લાંબા જોડે ટૂંકો જાય, મરે નહિ પણ માંદો થાય". ભાઇ હું હમેશાં લાંબા જોડે ફરૂં છું, માટે ઉપલી કહેવત પ્રમાણે હું મરતો તો નથી પણ માંદો ને માંદો રહું છું. આ સાંભળી પેલો શખ્સ તાકિદથી ત્યાંથી ચાલ્યો ગયો અને ફરીથી કોઇ દહાડો તેની ખબર અંતર પૂછી નહિ.

---

# ટૂચકો ૨૯ મો.

## એક વહેમી શેઠ.

કોઇ એક શેઠ એટલા આખા તો વેહમી હતા કે કદાપિ કોઇ ચીજ ઉપરથી બિલાડી ફરી વળી હોય તો તે ચીજ ખાતા નહિ. સઘળું ઢાંકયું ને ઢાંકયું રાખતા. એમ કરતાં જો કાંઇ પણ ઉઘાડું રહી જતું તો તેને બહાર ફેંકી દેતા. એક સમયે શેઠને ત્યાં શ્રાદ્ધ આવ્યું તેથી આગલા દહાડાના લાડુ કરી તેમાં શેરે દોઢશેરીકું ઘી તથા એળચી વગેરે સારી પેઠે મસાલો નાખ્યો, અને પાણી થાળી કરી તેની અંદર પેલા લાડુનું વાસણ મૂકી ઢાંકી ઢુંકીને શેઠ નિરાંતે સુઇ ગયા. સવાર પડી એટલે શેઠે પેલા લાડુનું વાસણ ઉઘાડયું. શિયાળાના દહાડા અને વળી તેમાં ઘી ભરપટ્ટે નાખેલું એટલે લાડુ તો ઠરીને પથર સરખા થઇ ગયા હતા. શેઠે જેવું વાસણ ઉઘાડ્યું તેવીજ તેના ચાકરની તેનાપર નજર પડી. તેણે ધાર્યું કે યાર જો આ સઘળા લાડુ મારે હાથ આવે તો સારૂં. શેઠ ઘણું ઘણું તો મારે વાસ્તે બે કે ત્રણ લાડુ કાઢશે તેમાં મારી બૈરી ને છોકરાં શું ખાશે અને એવા લાડુ એ બિચારાંનાં નશીબમાં પણ ક્યાંથી? માટે એવો તાલ રચું કે સઘળાજ મારે હાથ આવે. એવો વિચાર કરે છે એટલે ભારોટીઆ ઉપર ધીલોઢીને જતાં દીઠી તેને જોઇને તેણે અરરર કરવા માંડ્યુ. તે સાંભળી શેઠ તેન

કહ્યું કે તેં અરરરર શું કરવાને કીધું? ચાકરે જવાબ દીધો કે એ વાત જવાદોની. અમસ્તો ખાલી તમને વહેમ આવશે. વહેમ આવશે એ શબ્દ સાંભળી શેઠ ગભરાઇ જઇ તેને કહ્યું કે એવું છે ત્યારે તો મને કહ્યા વગર ચાલે નહિ; માટે મને ઝટપટ કહી દે. ચાકરે ઉત્તર આપ્યો કે અમસ્તા ખાલી મારી પાસે શું કરવા જબરજસ્તીથી કહેવડાવો છો? એમ કરતાં જો હું તમને કહીશ તો વહેમાઇને આ લાડુ તમે બધા ફેંકી દેશો. આ ઉપરથી શેઠને ઘણો વહેમ ભરાઇ ગયો તેથી ચાકરને કહ્યું કે તારે ગમે તો કહે અગર ના કહે. પણ વહેમ એવો શબ્દ જ્યાં આવ્યો એટલે મારે મન તો એ લાડુ વિષ કરતાં પણ ખરાબ છે, માટે મને કહે તો ખરો કે શું થયું. ચાકર બોલ્યો કે તમે જેવા લાડુ જોવાને ઉઘાડયા તેવીજ એક ઘીલોઢી ભારોટીઆપર થઇને જતી હતી. તેણે તમારા લાડુપર નજર કરી. આપના સ્વભાવથી હું સારી પેઠે વાકેફ છું તેથીજ મે અરરરર કીધું. શેઠ બોલ્યા કે સારૂંજ થયું કે તેં મને ઘટતી વેળાએ ચેતાવ્યો; બાકી આપણા બન્યોનો અને જોડે ત્રીજો બ્રાહ્મણનો પણ જીવ જાત. માટે આ લાડુ તું કોઈન જાણે એમ આઘે લઇ જાને ભોંયમાં ખાડો ખોદી તેની અંદર દાટી આવ. જનાવર સરખાંને મોંએ પણ એ લાડુ જવા દેનો ના પણ ખબડદાર જો તેં ખાધા તો. ચાકરે હસીને જવાબ દીધો કે સાહેબ, એ શું બોલ્યા! ઘીલોઢીની નજરે પડેલા લાડુ કોઇ દિવસ પણ મારાથી ખવાય? એ હળાહળ વિષવાળા લાડુ

મારાથી તે શું પણ જનાવર સરખાંને પણ શી રીતે ખ-
વાડાય ? માટે કોઇને ખબર ન પડે એવી રીતે મારે આ-
ઘાં દાટવા જવું પડશે. એટલું કહી પેલા લાડુનું વાસણ
લઇ પોતાને ઘેર ગયો, અને ચોકસાઇથી ઢાંકી દૂંમી શેઠ-
ની પાસે આવ્યો. શેઠ બોલ્યા કેમ લાડુને દાટી આવ્યો
કેની અને દાટતાં કોઇની નજરે તો પડયા નથી ? ચાકરે
ઉત્તર આપ્યો કે શેઠ સાહેબ, એ વાતની તમારે જરા પણ
ફિકર ચિંતા કરવી નહિ. એ લાડુ હું એવા તો ઠેકાણે ક-
રી આવ્યો છું કે મારા સિવાય બીજા કોઇને પણ માલ-
મ નથી, અને કોઇ બીજો ખાવા પામે એવું તો મેં કી-
ધુંજ નથી. બધું પાકું કરીનેજ આવ્યો છું. તે ઉપરથી
શેઠે તેને ઘણી શાબાસી આપી, અને બીજા લાડુ તથા
દાળ ભાત વિગેરે કરી બ્રાહ્મણને જમવાને તેડયો; અને તે-
ને સારી પેઠે જમાડી સારી દક્ષણા આપી વિદાય કીધો.
ત્યાર પછી શેઠ જમવા બેઠા. જમી રહ્યા પછી ચાકરને સારૂ
લાડુ, દાળ, ભાત વિગેરે કાઢયું. તે જોઇ ચાકર બોલ્યો કે
શેઠ સાહેબ, આજે મારી તબિયત જરાએક બગડી આવી
છે અને મને જેવી જોઇએ તેવી ચોખી ભૂખ પણ નથી.
માટે આ બધું ઘેર લઇ જઇ ખરી ભૂખ લાગશે ત્યારે
ખાઇશ. એમ કહી બધું ઘેર લઈ ગયો, અને શેઠના
આપેલા લાડુ બીજા દહાડાને માટે ઢાંકી મૂકી પેલા ડરેલા
લાડુ અને દાળ ભાત વગેરે જે લાવ્યો હતો તે પોતાનાં
બૈરાં છોકરાં સાથે નિશ્ચિંતથી પેટપૂર ખાઇને ત્રપ્ત થયો.

# ટૂચકો ૩૦ મો.

## ખરેખરો બખીલ.

કોઈ એક બખીલે સ્વપ્નામાં પૈસો ખરચ્યો, તે ઉપરથી તેણે ફાંસી ઘાલી મરી જવાનો ઠરાવ કીધો. પણ વળી થોડીવાર પછી તેના મનમાં એવું આવ્યું કે ફાંસીને વાસ્તે દોરડું જોઇશું. તે કાંઇ ઘરમાં નથી. તેથી વેચાતું લાવવું પડશે તે કાંઇ મફત આવવાનું નથી. ઓછામાં ઓછાં બે ત્રણ પૈસા તો બેસશેજ, માટે ખરચ બહુ વધી જશે એમ ધારી ફાંસી ઘાલી મરવાનો વિચાર મોકુફ રાખ્યો.

---

# ટૂચકો ૩૧ મો.

## હસવા લાયક સુસ્તાઈ.

કોઇ એક શેહેરની અંદર કાકા ભત્રિજા એ બેઉ રહેતા હતા. તે એવા તો આળસુ હતા કે જે કાંઇ કરવું હોય તેનો અકેકો શબ્દ કહીને કરતા. કાકો ભત્રિજાને ભ કહેતો હતો અને ભત્રિજો કાકાને ક કહીને બોલાવતો હતો. સળી ભાંગીને બે કરતાં તેઓને કંઠે પ્રાણ આવતા હતા. આખો દિવસ પડીજ રહેતા. એક દિવસ તેઓ નિરાંતે સુતા હતા એવામાં ઘરમાં આગ લાગી. તે જોઇ ભત્રિજાએ કાકાને કહ્યું કે ક, ત્યારે કાકાએ જવાબ દીધો કે અ ભ, એટલે ઓ ભત્રિજા તું શું કહે છે? ભત્રિજો

બોલ્યો કે આ, એટલે આગ લાગી છે. ત્યારે કાકાએ હસીને જવાબ દીધો કે હું !!! ક્યાં. એટલે ક્યાં છે? અહિંયાંતો આગો નથી ને બાગો નથી. તે ઉપરથી પેલા બે જણા નિશ્ચિંત થઇને પડી રહ્યા પણ કોઇ તેને હોલવવાને ઉઠ્યું નહિ. તેથી આગ તો ધીરે ધીરે વધતી ગઇ અને તેનો બધો સર સામાન બળી ગયો. તે તેઓએ નજરે જોયું પણ ઉઠીને કોણ ખસેડે એવા વિચારથી આળસમાં ને આળસમાં પડી રહ્યા. પછી આગ તો વધતી વધતી બેઉ જણા સુતા હતા ત્યાં આવી. તોપણ પેલા કરારિઆ જરાએ ડગ્યા નહિ. આગનાં ભડકાંથી જ્યારે પેલો ભત્રિજો બળવા લાગ્યો, ત્યારે તેણે વિચાર કીધો કે યાર હવે તો ઉઠ્યા વગર છૂટકો નથી જો; કેમકે જો નહિ ઉઠું તો આગની અંદર ફૂંકાઇ ગયા વગર રહેવાનો નથી. એવું ધારી મહા મુશીબતે કરાંજી કરાંજીને આગનાપર ચીઢતો ચીઢતો ઉભો થયો. પછી તેણે ધાર્યું કે મેં તો આગનાં ભડકાં જ્યારે શરીરપર આવવા માંડ્યાં ત્યારે ઉભા થવાનો વિચાર કીધો; પણ કાકાજી એટલા આખા તો નિરાંતદાશ છે કે આગની અંદર ફૂંકાઇ જશે તોપણ અહિંયાંથી ઉઠી જવાનો વિચાર કદી કરવાના નથી. માટે એને પણ બહાર કાઢવા જોઇએ. એવો વિચાર કરીને કાકાનો ટાંટિઓ પકડી તેને બહાર ઘસડી ગયો અને ઘર બધું ફૂંકાઇ ગયું.



# ટૂચકો ૩૨ મો.

## તપખીરનો ગરાડી.

કોઇ એક શખસને તપખીર સુંઘવાનો ઘણોજ શોખ હતો. પણ પોતાની પાસે દાબડી નહિ રાખતાં જે કોઇની દાબડી જોતો તેને "સાહેબ એક ચપટીની મહેરબાની કરશો?" એમ કહી તેની અંદરથી ચપટી ભરતો. તે એવી તરેહની ભરતો કે કદાપિ એવી જો બે ત્રણ ચપટી ભરી હોય તો તેની દાબડીનું તળીઉં દેખાડે. તે ઉપરથી લોકો તેનાથી એટલા આખા તો કાયર થઇ ગયા કે આખરે તેઓએ તેને દેખી પોતાની દાબડી સંતાડવા માંડી. એક દિવસ પેલો ગરાડી પોતાના મિત્ર જોડે વાત કરતો હતો એવામાં તેને તપખીરની તલપ થઇ આવી; અને નાકની અંદર બહુ સળવળાટ થવા માંડ્યો તેથી આસપાસ કોઇ ઘરાક શોધવા મંડ્યો. એવામાં એક મશ્કરો પોતાની પાસે થઇ જતો હતો તેના હાથમાં દાબડી જોઇ, તેથી તેણે પોતાના મિત્રને કહ્યું કે આજે હું બેવારકી તપખીર સુંઘીશ. ત્યારે તેણે પૂછ્યું કે કેમ? ગરાડીએ જવાબ દીધો કે એકવાર તો હું ઘેર સુંઘીને આવ્યો છું, અને બીજીવાર તો આ સાહેબ મેહરબાની કરશે એમાં કાંઇ પણ શક નથી. પેલો મશ્કરો આ સાંભળી પોતાની દાબડી ઉઘાડી તેની પાસે આવ્યો અને કહ્યું કે તમને સુંઘાડવાની મારે દાબે ખૂણે પણ મરજી નહોતી. પણ તમારા

બોલ એવા તો છીછલા હતા કે સુંઘાડ્યા વગર ચાલે નહિ, અને તેથીજ તમે કોઇ ચીબાવલા માણસ હોવ એમ માલમ પડે છે. આ સાંભળી પેલો ગરાડી બહુ વિહલો પડી ગયો, અને તેના મનમાં એટલું આખું તો માકું આવી ગયું કે તાબડતોબ બજારમાં જઇ દાબડી તથા તપખીર વસાવી, અને તે દહાડાથી બીજાની દાબડીમાં ચોપટા ભરવા બંધ કરી પોતાનીજ દાબડીમાંથી સુંઘવા લાગ્યો.

## વાત ૫ મી.

### શેરને માથે સવાશેર.

કેશરપુરી નગરીમાં કેશરસિંહ નામે રાજા રાજ્ય કરતો હતો. તેણે એક સમયે પોતાના મશ્કરાને કહ્યું કે તું તારા મનમાં એવો ફાંકો રાખે છે કે શેરને માથે સવાશેર તો હોયજ નહિ. એવું અભિમાન ધરાવી સર્વની મજાક ઠઠા કરતો ફરે છે. પણ હું તારા માથાનો છું. એકાદ દહાડો મારી મજાક કરે ત્યારે તારી ખાતરી થાય કે શેરને માથે સવાશેર પણ હોય છે ખરા. મશ્કરાએ કહ્યું કે સાહેબ, સર્વની મજાક હું કરી શકું પણ આપની મજાક કેમ થાય? જો જીવથી છેક કંટાળી ગયા હોઇએ તોજ આપની મજાક કરવાનું મન કરીએ. રાજા બોલ્યો કે એ વાતનો તું જરા પણ અંદેશો રાખ મા. તું કહે તો એ વાતનું લખાણ કરી આપું કે તું ગમે તે રીતની મારી મજાક કરે તોપણ મારે તને જરાએ શિક્ષા કરવી નહિ, કે-

મકે તારે માથે હું સવાશેર તો બેઠેલોજ છું. આ ઉપરથી રાજાની પાસે મશ્કરાએ લખાણ કરાવી લઈ પોતાના ઘરમાં જઇ મૂક્યું. હવે આ વાતને થોડાએક દહાડા વિત્યા પછી એક દહાડો મશ્કરો મહાદેવનો વેશ ધારણ કરી રાજા જ્યાં આગળ હમેશાં શિકાર કરવા જતો હતો ત્યાં આગળ કોઇને ખબર ન પડે એવી રીતનું એક ભાંયરૂં ખોદી તે ઉપર તપશ્ચર્યા કરવા બેઠો. એવામાં રાજા શિકાર કરવાને આવ્યો, અને મહાદેવને જોઈ બહુ વિશમય પામી ઘોડો તેની પાસે લઇ ગયો ને હેઠળ ઉતરી પગે લાગી બોલ્યો કે મહારાજ આપ કોણ છો? અને અહિં આપનું આવવું શા વાસ્તે થયું? મશ્કરાએ જવાબ દીધો કે હું મહાદેવ છું. તારૂં અદલ ઇનસાફી રાજ્ય જોઇ તારાપર ઘણો તુષ્ટમાન થયો છું. માટે માગ માગ જે માગે તે આપું. રાજાએ કહ્યું કે ઓ ભોળાનાથ, મારે આપની કૃપાથી કશી વાતની ન્યુનતા નથી, માટે આપ જો મારા ઉપર ખરેખરા તુષ્ટમાન થયા હોવ તો મને સ્વર્ગ, વૈકુંઠ, કૈલાશ વગેરેની શોભા દેખાડો. મહાદેવ બોલ્યા કે બચ્ચા, એ સિવાય બીજું જે કાંઇ તું માગશે તે હું તને ઘણી ખુશીની સાથે આપીશ. પણ એ વાત તો તું જવાદે, કેમકે એ કામ ઘણું કઠણ છે ને તારાથી બને તેમ નથી. રાજાએ કહ્યું "હે શંભુ, આપની મને સહાયતા છે એટલે ગમે એવી મુશીબત હશે તો તેની હું જરા પણ દરકાર રાખવાનો નથી". મહાદેવ બોલ્યા કે બચ્ચા, તારી મરજી જ્યારે એવીજ છે ત્યારે જો તું મારા કહ્યા પ્રમાણે વિધિ પૂર્વક

કરશો તો સ્વર્ગ, વૈકુંઠ, કૈલાશ વગેરેની શોભા તું ઘણીજ જલદીથી જોઇશ. આ ઉપરથી રાજાએ બહુ લોભાઇ જઈ મહાદેવને કહ્યું કે હે સદાશિવ, જે પ્રમાણે આપ ફરમાવશો તેજ પ્રમાણે આપનો ઘાડો ભકત કરવાને તૈયાર છે. રાજા છેક ભોળવાઈ ગયો છે એવું જ્યારે મહાદેવને માલમ પડયું ત્યારે તેણે તેને કહ્યું કે બચ્ચા, પેહેલું કામ તો તારે એટલું કરવું પડશે કે તારા શરીર ઉપર એક સમ ખાવાનો નિમાળો સરખો પણ રહેવા દેવો નહિ, તેથી માથું, મૂછ વગેરે બોડાવી તમામ વસ્ત્ર તથા આભૂષણ કાઢી નાખજે. એટલું કીધા પછી તરતજ તાઢે પાણીએ નાહી કરી આંખે પાટા બાંધી દેજે, કેમકે ઉપલો વિધિ કર્યા પછી જો તું તારા સ્વદેશનું મુખ જોશે તો સ્વર્ગ વિગેરેની શોભા જોવાનો ઘાણ બધો બગડી જશે. આંખે પાટા બાંધ્યા પછી ગાડાંનો કીલ તારે મ્હોંએ તથા આખે શરીરે સારી પઠેમ રગડી રગડીને ચોપડજે, કારણ કે સ્વર્ગે જવાના રસ્તા ઉપર એટલા તો ક્રૂર રાક્ષસો આવે છે કે એમ કર્યા વગર તારાથી ત્યાં અવાય નહિ. તારે આખે શરીરે કીલ ચોળશે એટલે રાક્ષસો સમજશે જે એ પણ આપણી જાતનોજ છે. એવું ધારી તને જરા પણ ઇજા કરશે નહિ, અને તું દડ મંજલ સ્વર્ગે આવી પ્હોંચીશ. કીલ ચોળ્યા પછી ગળાની અંદર હાર પહેરી કાન વિગેરે સઘળા દ્વારમાં ડૂચા દાબજે, કેમકે મૃત્યુ લોકની હવા કોઇ ઠેકાણે ભરાઇ જાય નહિ. આ વાતની તારે કોઈને ખબર પડવા દેવી નહિ. ફકત તારા મશ્કરા આગળ-

જ કરવી, કેમકે એક દેવ જોડે એને મિત્રાઇ લાગી છે તેથી દરરોજ સ્વર્ગમાં આવે છે. માટે તે સ્વર્ગના રસ્તાથી સારી પઠેમ ભોમિઓ છે. તે કદી માનવાનો નથી કે હું સ્વર્ગમાં જાઉં છું, પણ તું સારી પેઠે ધમકી આપશે તો માની દેશે. રાજાએ કહ્યું કે હે પરિગ્રહ્મ, તે વાતની તમારે જરા પણ ફિકર રાખવી નહિ. હું ધમકી આપીને ગમે તે પ્રકારે એની પાસે કબૂલ કરાવીશ. મહાદેવ બોલ્યા કે જો તારો મશ્કરો કબૂલ કરે તો ઉપર પ્રમાણે ચોકસાઇથી વિધિ કરીને બે હાથમાં નાળિએર લઇ રાતના કલાક દશેકને આશરે તારે તેની જોડે ઘરમાંથી બહાર નીકળવું. પછી જે પ્રમાણે તે તને દોરે તેજ પ્રમાણે તારે ચાલ્યા જવું. એમ કરતાં તમે એક દેવતાઇ ગામમાં આવી પંહોંચશો, એટલે ત્યાં આગળ તમારે અટકવું. પછીથી તારે ત્યાં તપ કરવા માંડવો. તારી ઘાડી તપશ્ચર્યા જોઇ ઇંદ્ર રાજા ભયભિત થઇ જઇ મારી પાસે આવીને કહેશે કે મૃત્યુ લોકમાં એવી તે કોણ ઘાડી તપશ્ચર્યા કરે છે કે જેથી મારૂં ઇંદ્રાસન ડોલી ગયું છે! ત્યારે હું તેને કહીશ કે કેશરીપુરી નગરીનો રાજા કેશરસિંહને સ્વર્ગ, વૈકુંઠ, કૈલાશ વગેરેની શોભા જોવી છે. માટે તારા સેવકને મોકલી તેને સ્વર્ગમાં બોલાવી સર્વે શોભા બતાવ. એ ઉપરથી ઇંદ્ર રાજા પોતાના સેવકની જોડે જે વહાન તારે વાસ્તે મોકલે તે ઉપર બેસજે. પછીથી તે તને ઘણી જ થોડી મુહૂર્તમાં સ્વર્ગે પહોંચાડી દેશે. રાજા અતિશેં ભોળવાઇ જવાથી આમાં જરા પણ કપટ છે એવું તેના

મનમાં દાબે ખૂણે પણ આવ્યું નહિ. તેથી મહાદેવને પગે લાગી ઘોડાપર બેસી જેવો ઘોડો પોતાના ઘર તરફ ફેરવ્યો તેવાજ મહાદેવ પેલા આગળથી કરી રાખેલા ભાંયરામાં પેશી ગયા. રાજાએ પાછું ફરીને જોયું તો મહાદેવને દીઠા નહિ, તેથી તે બહુ વિશમય પામી મન સાથે કહેવા લાગ્યો કે આટલી વાર તો મને જરા પણ શક હતો, પણ હવે તો મારી પક્કી ખાતરી થઇ કે મને ખરેખરૂં મહાદેવેજ દર્શન આપ્યું. હું પાછો ફર્યો એટલે તરતજ તે અંતરધ્યાન થઇ ગયા. માટે એ કામ મહાદેવ સિવાય બીજા કોઇથી બને નહિ, એમ ધારી ઘણીજ ખુશીની સાથે પોતાને ઘેર ગયો. મશ્કરો પણ પેલા ભાંયરામાંથી નીકળી પોતાને ઘેર ગયો, અને નાહી કરી વિભૂતિ વગેરે ધોઇ નાખી લૂછી કરીને હંમેશ મૂજબ પહેરવેશ પહેરી રાજા પાસે ગયો. રાજાએ તેને પોતાની પાસે એકાંતમાં બેસાડી કહ્યું કે આજ તો મને સાક્ષાત મહાદેવે દર્શન આપ્યું, અને સ્વર્ગ વૈકુંઠ કૈલાશ વગેરેની રચના મને બતલાવવાનું કહ્યું છે. મશ્કરાએ હસીને જવાબ દીધો કે સાહેબ ગાંડા બાંડા થયા છો કે શું? આ કાળમાં તે મહાદેવ મળે? એ તો કોઇ ધૂતારો આપને ધૂતી ગયો હશે. રાજા ગુસ્સે થઇ બોલ્યો કે ખબડદાર એક શબ્દ પણ બોલ્યો તો. એ મહાદેવજ હતા તેની એક મોટી સાબિતી એ છે કે મેં ઘોડાપર બેસીને પાછા ફરીને જેવું જોયું તેવાજ તે અંતરધ્યાન થઈ ગયા. માટે મહાદેવ વગર એ કામ કોનાથી થાય? અને

મારાથી તારા મૂર્ખના કહેવા મૂજબ એ મહાદેવ નહોતા એમ કેમ કહેવાય? બેશક એ મહાદેવજ હતા. માટે એક શબ્દ પણ તેને કહેવા નહિ દઉં. પછી રાજાએ સ્વર્ગ શી રીતે જવું તે બધું જે પ્રમાણે મહાદેવના વેશમાં મશ્કરાએ કહ્યું હતું તે પ્રમાણે બધું કહી સંભળાવ્યું, અને વળી તેને કહ્યું કે તારે પણ મારી સાથે આવી સ્વર્ગની રાહ બતાવવી પડશે. મશ્કરો બોલ્યો કે ખુદાવંદ, હું આપને સ્વર્ગે શી રીતે લઇ જઇશ? હું કાંઇ દેવતાઇ પુરૂષ નથી કે આપને ત્યાં તેડી જાઉં. રાજાએ કહ્યું કે ચૂપરે, તને સ્વર્ગમાંના એક દેવ જોડે દોસ્તી લાગી છે અને ત્યાં દરરોજ જઇ સહેલ કરે છે ને આજ તું જૂઠું બોલે છે! મશ્કરો બોલ્યો કે સાહેબ, દેવ કેવો ને વાત કેવી. આપ દીવાના થઇ ગયા છો કે શું? મારે તો કોઇ પણ દેવ જોડે દોસ્તી લાગી નથી, ને કોઇ દહાડો સ્વપનામાંએ સ્વર્ગે ગયો નથી. રાજા ગુસ્સે થઇને બોલ્યો કે કમબખ્ત, ત્યારે શું મહાદેવ જૂઠું બોલ્યા એમ તું કહેવા માગે છે! તેણે મને ખાતરી પૂર્વક કહ્યું છે કે તારો મશ્કરો હમેશાં સ્વર્ગે આવે છે. માટે પાધરે પાધરૂં જો નહિ કહી દે તો આ કટારેવતી તારા ધડથી ડોકું જૂદું કરીશ. એમ કહી કેડમાંથી કટાર કાઢી. મશ્કરો ગભરાઇ જઇ બોલી ઉઠયો કે બાપજી મને મારો છો શું કામ? આપનાથી મને કાંઇ પણ છાનું નથી. માટે લોની સાચેસાચુંજ કહી દઉં છું. ઈંદ્ર રાજાના એક દેવ જોડે મારે દોસ્તી લાગી છે તેથી હું નિત્ય સ્વર્ગે જાઉં છુ. તેણે મને કોઈની આગળ વાત કરવાની સારૂ ના

કહી હતી, પણ આપ મને મારી નાખવાને તૈયાર થયા એ-
ટલે મારે લાચારીથી કહેવાની ફરજ પડી. મશ્કરાનાં આ-
વાં વચન સાંભળી રાજાના મનમાં વળી વધારે ખાતરી
થઇ કે મહાદેવે જે વાત કહી તે મળી ખરી; તેથી તેણે ક-
હ્યું કે હવે રાત પડવા આવી છે માટે જલદીથી જઇ તારે
જે કાંઇ લેવાનું હોય તે લઇને ઝટ અહિંયાં આવ. મશ્ક-
રાએ કહ્યું કે આપ ચોટલી મૂછ વગેરે બોડાવી તૈયાર થઇ
રહો, એટલે હું હમણા આવી પહોંચું છું. એટલું કહી
મશ્કરો પોતાને ઘેર ગયો. પછી રાજા ચોટલી મૂછ વગે-
રે બોડાવી બડમૂછો તથા માથું ભૂરાં કહોળાં જેવું લીસું લ-
પાક કરી મશ્કરાની રાહ જોતો બેઠો. થોડીક વાર થઈ
એટલે મશ્કરો એક વાંદાનો હાર તથા ગાડાંનો કીલ લઇ
આવ્યો; અને રાજાના શરીર ઉપરથી તમામ વસ્ત્ર તથા
આભૂષણ કાઢી નાખી તેને છેક નવસ્રો બનાવી દઇ તાઢે
પાણીએ નહવડાવ્યો. પછી આંખે પાટા બાંધ્યા, કાન
વગેરે સઘળાં દ્વારમાં ડૂચા દાબ્યા, કેમકે શુદ્ધ થયા પછી
મૃત્યુ લોકની હવા શરીરના કોઇ પણ ભાગમાં પ્રવેશ કરી
શકે નહિ. પછી મ્હોંએ તથા આખા શરીરપર ગાડાંનો કીલ
ચોપડયો. કોટમાં વાંદાનો હાર પહેરાવ્યો. માથા ઉપર
વાંક સાથીઓ કાઢી પવિત્ર બનાવ્યો. એટલો વિધિ થઇ
રહ્યા પછી બે હાથમાં નાળિએર આપ્યું, અને કલાક દશે-
કને આશરે ઘરમાંથી બહાર નીકળી સ્વર્ગે જવાની રાહ
પકડી. મશ્કરો રાજાને દોડાવતો દોડાવતો એટલો બધો
તો આઘે લઇ ગયો કે તે છેક થાકી જવાથી બોલી ઉ-

ઠયો કે ભાઇ હજુ સ્વર્ગ કેટલુંએક દૂર છે ! ચાલી ચાલીને મારે પગે આંટણ પડવા આવ્યાં તોએ હજુ પાર કેમ નથી આવતો ! મશ્કરાએ ઉત્તર આપ્યો કે ખુદાવંદ, હવે આપ જરા પણ ગભરાશો નહિ, કેમકે આપને જે જગ્યાએ મહાદેવે તપ કરવાનું કહ્યું છે તે ગામનાં છાપરાં દેખાવા માંડયાં છે. રાજાએ હસીને તેને કહ્યું કે ત્યારે તો થોડીવાર પછી બધું સુખ થઇ જશે, પણ યાર હમણા તો મારા જીવને બહુ રૂધન થાય છે જો, કારણ કે મારી આખી ઉમરમાં હું આટલું બધું કોઇ દહાડો ચાલ્યો નથી. વળી મારી આંખે પાટા બાંધ્યા છે એટલે મને જરા પણ કળ પડતી નથી. મશ્કરો બોલ્યો કે પહેલવેલું તો જરા દુઃખ વેઠવુંજ પડશે તો. સ્વર્ગે જવું કાંઇ સહેલું બહેલું છે ! જો એ પ્રમાણે કઠણ ન હોય તો બધાજ સ્વર્ગે જાય, અને કોઇ કોઇનો ભાવ પૂછે નહિ. અલબત હમણા તો તમારા જીવની અંદર ઘણીજ ગભરામણ થતી હશે તે હું સારી પેઠે જાણું છું, પણ પાછળથી કેટલું બધુ સુખ પ્રાપ્ત થશે તેનો કાંઇ વિચાર કીધો ? રાજાએ હસતાં હસતાં કહ્યું કે તેજ વિચારની અંદરજ તો હું મારા આવા મહાભારત દુઃખને જરા પણ ગનકારતો નથી. ઓ !!! થોડીવાર પછી હું કેટલું બધું સુખ પામીશ. મારા સુખનો તો કાંઇ પારજ નથી. મશ્કરો બોલ્યો એ વાતનું તો પૂછવુંજ શું ? એવી રીતે વાતો કરતાં કરતાં મશ્કરાએ મામેરૂં પોતાના ઘર તરફ લઇ જવા માંડયું. થોડીવારમાં રાજાને પોતાના ઘરમાં લઇ ગયો અને કહ્યું કે જે ગામ-

માં મહાદેવજીએ આપને તપ કરવાનું કહ્યું હતું તે ગામ-માં આપણે આવી પહોંચ્યા છીએ. માટે આ ઉતારામાં આપ બેસીને મહાદેવજીના કહ્યા પ્રમાણે તપ કરવા માંડો, અને હું ઇંદ્ર રાજાના સેવકની રાહ જોવા માટે બહાર બેસું છું. તે ઉપરથી રાજા તે જગ્યાપર બેસી તપ કરવા લાગ્યો, અને મશ્કરો ઘરને બારણે તાળું દઇ બહાર ગયો. પછી જ્યારે વહાણું વાવા આવ્યું ત્યારે ઘેર ઘેર દરેકને એ પ્રમાણે કહી આવ્યો કે હમણા રાજાની અદ્ભૂત સ્વારી આવે છે, માટે તેને જોઇને કોઇ એક શબ્દ પણ બોલશે તો તેને અવળી ઘાણીએ પીલાવી નાખવામાં આવશે એવો રાજાએ સકત હૂકમ કીધો છે. માટે સાવચેતીથી રહેજો ને રાજાને જોઇ એક શબ્દ પણ બોલતાં નહિ. એ પ્રમાણે દરેકને ઘેર કહી આવી એક કુંભારને ત્યાંથી ગધેડો લઇ ઘેર ગયો, અને તાળું ઉઘાડી અંદર જઇને રાજાને કહ્યું કે ઇંદ્ર રાજાએ આપને વાસ્તે એક વિચિત્ર વાહન મોકલ્યું છે, માટે હવે જેમ બને તેમ તાકિદ કરો. રાજા ઘણોજ ખુશી થઈ મન સાથે કહેવા લાગ્યો કે હવે સ્વર્ગની રચના જોવાને થોડીજ વાર છે, તેથી બહુ હરખાનો હરખાનો બહાર નીકળ્યો. પછી મશ્કરાએ રાજાનું મ્હોં ગધેડાના પૂંછડા તરફ રાખી હાથમાં પૂંછડું આપી તે ઉપર બેસાડયો અને કહ્યું કે આપ આ રાસ પકડી આગળ ચાલો. એવી હાલતમાં મશ્કરાએ રાજાને આખા શેહેરમાં ફેરવ્યો. રાજાનો બીહામણો વેશ જોઇ લોકોને જે આશ્ચર્ય ઉત્પન થયું તે વાંચનારનાં મ-

નમાં સહેજ આવશે. પણ મશ્કરાના કહેવા ઉપરથી કોઇ એક શબ્દ પણ બોલી શક્યું નહિ. લોકોનો શોર બકોર સાંભળી રાજાએ મશ્કરાને પૂછ્યું કે આટલો આખો ઘોંઘાટ શાનો થાય છે? ત્યારે તેણે જવાબ દીધો કે સાહેબ, આપ મોટા રાજા કહેવાઓ તેથી સ્વર્ગ વૈકુંઠ કૈલાશ વગેરેના તમામ દેવો આપને તેડવાને સારૂ આવેલા છે. રાજા હસતાં હસતાં બોલ્યો કે જેને મહાદેવજીની સહાયતા હોય તેને પછી શી વાતની ન્યૂનતા હોય? મશ્કરાએ કહ્યું અલબત કશી વાતની નહિ; અને તેમાંજ મોટા મોટા દેવો આપને લેવાને વાસ્તે આવ્યા છે. રાજા છેક ફૂલાઈ જઇ હોંશમાં ને હોંશમાં બેઠો હતો એટલે મશ્કરાએ વિચાર્યું કે હવે ઝાઝીવાર અહિંયાં થોભવાનું કામ નથી. એમ ધારી મોં ઠાવકું રાખી હળવેસ્તાં રાજાને કહ્યું કે મેહેરબાન સાહેબ, આપ શેરને માથે સવાશેર છું એવું કહેતા હતા તો હવે આપનું સવાશેરપણું કાઢો. એટલું કહી તાબડતોબ ત્યાંથી વટાણા વાવી ગયો. આ ઉપરથી રાજા બહુ પસ્તાવો કરી મન સાથે કહેવા લાગ્યો કે આ સાળાએ તો નખોદ ઘાલ્યું ને શું. એવું ધારી આંખેથી પાટા કાઢી નાખીને આસપાસ નજર કરી તો પોતાનીજ રૈયતની ઠઠ મળેલી દીઠી. તેથી છેક શરમિંદો પડી જઇ કાન તથા ગાંડ વગેરેમાંથી એકદમ ડૂચા કાઢી નાખી જીવ લઇને નાઠો, અને વહેલો વહેલો પોતાના ઘરમાં ભરાઇ જઇ શરીર સાફ કરી નાખી લૂગડાં પહેરી દીધાં. પછી તેણે તરતજ હૂકમ કીધો કે કમબખ્ત મશ્કરાનું ઘરબહાર

લૂટી લઇને એ કાફરને એકદમ ગરદન મારો. આ વાતની ખબર પડવાથી મશ્કરાએ તાબડતોબ પેલો લેખ લઈ જઈ રાજાની પાસે રજુ કીધો; અને કહ્યું જે સાહેબ આ લેખમાં લખાણ શું છે, અને આપ શું કરવા માગો છો ? રાજા અતિશેં ક્રોધયુક્ત થઇને બોલ્યો જે બેવકૂફ, મજાક તે કાંઇ આવી રીતની થતી હશે ! મજાક કરવાની કાંઇ રીત હોય છે કે નહીં ? મશ્કરાએ હળવેસ્તાં કહ્યું જે હે પરવર દીગાર તકસીર માફ છે. આપે એમ નહોતું કહ્યું જે તું ગમે તે રીતની મજાક કરશો તોપણ હું તારે માથે સવાશેરતો બેઠોજ છું. માટે આપનું સવાશેરપણું જોવાને હું કેટલાક દહાડાનો ઉમેદવાર હતો, તેથી મેં આવો તાલ રચ્યો. રાજાને ક્રોધ તો ઘણો ચઢયો, પણ વચનથી બંધાયલો એટલે તેને કાંઇ પણ કરી શક્યો નહીં, અને માફી બખશવી પડી. ત્યાર પછીથી રાજા 'શેરને માથે સવાશેર હું છું' એવા શબ્દો મશ્કરાને કહેવા છોડી દઇ ચૂપ રહ્યો.

---

## ટૂચકો ૩૩ મો.

### ગુરૂ ગર્ધવ.

---

એક દહાડો એક કાગડો ઝાડપર બેઠો બેઠો કાઆ કાઆ કરયા કરતો હતો. તે શબ્દ એક ગધેડાને કાને પડવાથી તે બહુ પસ્તાવો કરી મન સાથે કહેવા લાગ્યો કે

આટલા દહાડા હું એવું અભિમાન ધરાવતો હતો કે મારી ગળીની બરોબરી કરી શકે એવું આ દુનિઆમાં કોઇ નથી, પણ આતો કોઈ આગળ જતાં મારો હરીફ થઇ પડે એમ જણાય છે. એમ ધારી ગભરાતો ગભરાતો કાગડા પાસે ગયો ને તેને કહ્યું કે ભાઇ, મહેરબાની કરી જરા થોભીને મને કહે કે આવું મધુર ગાયન તું કયાંથી શીખ્યો. કાગડાએ ઉત્તર આપ્યો કે ઉસ્તાદજી, એક સમે હું ઉડતો ઉડતો જતો હતો એવામાં મેં એક જગાપર આપને ખૂલ્લા દીલથી ગાયન ચલાવતા દીઠા. આપના મધુર કંઠમાં આપ જે રમત કરી રહ્યા હતા તેથી મને એવી તો લહેજત પડી કે આપને મોંહેથી નવા નવા રાગ સાંભળવાની મારી ઇચ્છા થઇ. પણ આપ ગાયન ચલાવવામાં એવા તો લીન થઇ ગયા હતા કે તે વખતે આપને છેડી રંગમાં ભંગ પાડવો એ મારી નજરમાં ઠીક આવ્યું નહીં તેથી કરીને હું ત્યાંથી એકદમ ચાલ્યો ગયો. એ પ્રસંગે બેચાર સુંદર બોલ મારે કાને પડ્યા હતા તે બેઠો બેઠો ગોખ્યા કરૂં છું. કાગડાને મોંહેથી આવી હકીગત સાંભળી લંબકરણ છેક લાચાર થઇને કહેવા લાગ્યો કે અરે ભાઇ, મેહેરબાની કરીને એ શબ્દ કોઇ બીજાને કાને ન જાય એમ કરજે. મને એવી દેહેશત રહે છે કે જો મારો ઉસ્તાદી આંટો કોઇ બીજાના હાથમાં જશે તો કોઇ મારો ભાવ પૂછશે નહિ, અને મારા ગાયનમાં કાંઇ લહેજત રહેશે નહિ. કદાચ તારી શીખવાની મરજી હોય તો બપોરના કલાક બારેકને આસરે બબે ઘ-

ડી મારી પાસે આવ્યા કરજે. મારી પાસે કાંઈ કાંઇ જાત ના રાગોના ભંડારને ભંડાર ભરેલા છે. તે બધા હું તને ખરા દીલથી બતલાવી દઇશ. એમ કરીને તારામાં જે થોડી ઘણી કસર માલમ પડે છે તે કહાડી નાખીશ, અને તને મારા જેવો અત્તાઇ તાનસેન બનાવોશ. તારૂં ગાયન મારા ગાયનની મધુરતા તથા ખૂબીને કંઇક મળતું આવે છે, અને ચાલતે દહાડે તું મારૂં નામ રાખીશ એવું મને લાગે છે, તેથી હું તને અંતઃકરણના ઉમળકાથી ચાહું છું. કાગડાએ અતિશં ફૂલાઇ જઇને તેને કહ્યું કે ઉસ્તાદ સાહેબ, આપના જેવો ગવૈયો બનું તેના કરતાં આ દુનિઆમાં બીજું વધારે સુખ છેજ નહિ. એમ થાય તો મારા જનમ્યાનું સાર્થકજ થઇ જાય તો. માટે કાલે બપોરે બાર વાગતે હું જરૂર આપની પાસે તાલીમ લેવા આવીશ. આ વાત પાસેના તળાવમાં એક દેડકો હતો તેણે સાંભળી. તે પોતાના મન સાથે કહેવા લાગ્યો કે આ કાગડો ગાયન કળામાં પ્રવીણ થઇ જશે અને હું રહી જવાનો. એમ ધારી તેણે પણ પોતાનું ગાયન ચલાવ્યું. દેડકાનું ગાયન સાંભળી પેલો ગધેડો તો સ્તબ્ધજ બની ગયો અને કાગડા પ્રત્યે બોલ્યો કે હવે તો મારે મારૂં ગાયન મોકુફજ રાખવું પડશે, કારણ કે ઠામઠામ મારો ગુપ્ત હુનર પ્રસિધ થઇ ગયો. એટલું કહી દોડતો દોડતો જુસ્સાથી તળાવ પાસે ગયો ને દેડકાને કહેવા લાગ્યો કે એ ભાઇ, તને કાલાવાલા કરીને કહું છું કે ગાવાનું એકદમ બંધ રાખ, કેમકે જો એ કોઇને કાને પડશે

તો મારા ગાયનની બધી મીઠાશ જતી રહેશે. દેડકો બો-લ્યો એ વાત તો ખરી, પણ મારા ગાવામાં હજી ખામી ઘણી છે. જો આપ મેહરબાની કરીને એટલી ખામી સુધારવાનું કબૂલ કરો તો હું ગાનો બંધ પડું. ગધેડાએ જવાબ આપ્યો કે જે તે વાને ગાવાનું બંધ કર. કાલથી કાગડો મારી પાસે તાલીમ લેવાને આવવાનો છે તેની જોડે મહી મળતો તું પણ આવજે. પણ ખબડદાર તણથી ચોથે કાને એ વાત જાય નહિ. એ બાબત તું સોગન ખાએ તો તને બધું બતાવવામાં મને કાંઇ હરકત નથી. દેડકાએ સમ ખાઇને કહ્યું કે જીવ જશે તોપણ તણથી ચોથાને એ વાતની રૂવાંની પણ ખબર પડવા દેવાનો નથી. ત્યારબાદ ગધેડો પોતાને મુકામે ગયો. બીજે દહાડે ઠેરવેલે વખને પેલો કાગડો તથા દેડકો ગધેડા પાસે ગયા ને ગાયન શરૂ કીધું. તેઓના ગાવામાં જે કસર જણાતી હતી તે ગધેડો બતાવતો હતો. આ ગાયન કોઇ શિયાળને કાને પડવાથી તે માટલું લઇને તેમની પાસે આવ્યો ને ગધેડાને કહેવા લાગ્યો કે ઉસ્તાદ સાહેબ, આટલા દહાડા હું એમ નહોતો જાણતો કે આપ ગાયન કરવામાં આટલા કુશળ હશો. આપના સૂરમાં એટલી બધી તો મધુરતા છે કે આપની સૂરાવટ તથા અલાપચારી આગળ ઈંદ્રની અપછરા પણ કીસ ગણતીમાં છે. પરંતુ આટલી બધી રમુજ છતાં નરગાની ખોટ છે. નરગાં વગાડવામાં હું એક્કો છઉં; અને આપનું સૂસ્વર ગાયન ને નરગાનો નાદ એકત્ર થઇ જશે તો બેશક સારો રંગ જામશે. વળી

આપ તાલબંધ ગાઈ શકો છો તેથી નરગું તો અવશ્ય જોઇએ. માટે જો આપ હુકમ કરશો તો સેવક ઘણી ખુશીની સાથે એ કામ બજાવશે. આ ઉપરથી ગુરૂ ગર્ધવ હર્ષઘેલો બની જઈ મન સાથે કહેવા લાગ્યો કે મારા ગાવાની ખૂબી તો એક ઓરજ છે એમાં જરા પણ શક નથી. તોપણ નરગા વગર જોઇએ એટલો રસ જામતો નથી. નરગાની વાત તો જૂદીજ તો. એમ સમજીને તેણે શિયાળને ફરમાવ્યું કે આવ ભાઇ બેસ ને નરગાપર બે હાથ કહાડી બતાવ. હું જોઉં તો ખરો કે તું કેવુંએક બજાવે છે ને મારી સાથે નીભી શકે એવો છે કે નહીં. પણ જોજે હો મારી જોડે નીભવું એ કાંઇ દાદાજીના ખેલ નથી. બોત ખુબ સાહેબ, બોત અછા સાહેબ, એમ કહી તસલીમ બજાવી શિયાળ નરગું બજાવવા બેઠો. જૂદી જૂદી જાતના પારસંગો બતાવી તેણે એવું તો સરસ વગાડ્યું કે ગધેડો વાહવાહ! વાહવાહ! રંગ છે! રંગ છે! એમ કરી તેને સાબાશી આપવા લાગ્યો; અને આવો સારો તબલચી હાથ લાગ્યો તેથી ખુશ ખુશ થઇ ગયો. નરગાનો આનંદકારી અવાજ સાંભળી ગધેડાને એટલું બધું શૂર ચઢી ગયું કે તે ખરજ ઉપરથી છલંગ મારીને ટીપ સુધી ચઢી ગયો એટલુંજ નહી પણ દુગંધના સૂર પણ કહાડવા લાગ્યો. એમ કરતાં કરતાં ચોથી બલકે પાંચમી સપ્તક લગી ચાલ્યો. આવા ઉંચા સૂરે આખું જંગલ ગજવી મૂક્યું, અને સઘળાં જનાવરોનાં મનમાં સાનંદાશ્ચર્ય ઉપજાવ્યું. આ સૂર એક ખેડુતને કાને પડયો તેથી તે

જાડી ડાંગ લઇને દોડતો દોડતો પેલી મંડળી આગળ ગયો. તેને જોયો કે તરતજ કાગડો ઉડી ગયો, દેડકો તળાવની અંદર ભરાઈ ગયો, અને શિયાળ નહાશી ગયો; પણ ગધેડા ભાઇ તો સપડાઇ ગયા. ખેડુતના હાથના બે ચાર ડીફાં ખાધા પછી તે પણ ચાર પગે કૂદતા કૂદતા નીકળી નાઠા. પછી બીજે દહાડે તણ જણા એકઠા થયા, પણ શિયાળે વિચાર કીધો કે જો આવો શોખ રાખીશું તો કોઇ દહાડો જીવની હાની થશે. એમ ધારી તે ગમતમાં ગયો નહીં. કાગડો અને દેડકો બહુ ફૂલાઇ જઇને ગધેડાને કહેવા લાગ્યા કે ગુરૂજી, આપના અવાજની તો બલિહારીજ છે. એ અવાજની મધુરતામાં લીન થઈ જઇ ગામમાંથી માણસ પણ દોડયા આવે છે. ગધેડો અત્યાનંદ પામી બોલ્યો કે કાલે જે ખેડુત આવ્યો હતો તેને મારૂં ગાયન એટલું બધું મીઠું લાગ્યું કે પોતાને ઘેર લઇ જઇને નિરાંતે મારો રાગ સાંભળવાના વિચારથી તેણે મને બે ચાર ડફણાં મારચાં, પણ મારા પાછલા પગના પરાક્રમથી હું તેના હાથમાં આવ્યો નહીં. મારા પાછલા પગની ખૂબી મારી ગાયન કળાની ખૂબીથી કોઇ પણ રીતે ઉતરે એમ નથી. એમ કહેતાં કહેતાં તેને એટલો બધો ગર્વ ચઢી ગયો કે તે મદાનમતપણાથી ગાવા મંડી પડયો. આ અવાજ કોઈ વાઘને કાને પડવાથી તે ધસીને તેમની તરફ આવવા લાગ્યો. તેને દીઠો કે તરતજ કાગડો અગાઉની માફક ઉડી ગયો, દેડકો તળાવમાં જઇ બેઠો, અને ગધેડો ચાર પગે ફાળ મારતો મારતો એક

સપાટામાં ગામભણી નહાસી ગયો. તેથી વાઘ નિરાશ થ-
ઇને પાછો ફર્યો. ત્રીજે દહાડે જ્યારે તેઓ એકઠા થયા
ત્યારે ગપેડો બોલ્યો કે આપણું ગાયન એવું તો રમ-
ણિક છે કે ગામમાંથી માણસો દોડ્યા આવે છે એટલુંજ
નહીં પણ વાઘસરખાં પ્રાણીપણ મગન થઇ જઇ સાંભળવા
આવવાને ચૂકતાં નથી. માટે જો એ ગમત સદા જારી
રાખીશું તો કોઇ દહાડો આપણા પ્યારા જાનની ખરા-
બી થયા વગર રહેશે નહીં. હે શિષ્યો, આથી તમે જરા
પણ ખેદ પામશો નહીં; આવું છે ત્યારેજ લાચારે મારે
આમ કહેવું પડે છે. પણ બેફિકર રહેજો કે તમારી મન-
કામના હું ગમે તે પ્રકારે પરીપૂર્ણ કરીશ. આવા ઉરના
વખતમાં તો એ વાત બંધ રાખવી એજ દાનાઇનું કામ
છે. એમ છતાં જો તમે બએ ઘડી કોઇ કોઇ દિવસ મારી
પાસે છૂપી રીતે આવશો તો હું તમને મોટી ખુશીની
સાથે તાલીમ આપીશ. એવો ઠરાવ કીધા પછી બીજે દ-
હાડેથી ગપેડાએ જાહેરમાં તાલીમ આપવી એકદમ મો-
કુફ રાખી.

---

## ટૂચકો ૩૪ મો.

### ફુંડાળાશાહ.



ફુંડળીક નગરમાં સુખપાળશાહ કરીને એક અજ-
બ તરેહની ફુંડવાળા શેઠ રહેતા હતા. અજબ તરેહની

એટલાજ માટે કે તે એટલી બધી તો મોટી હતી કે જ્યા-
રે શેઠ કપડાં પહેરતા હતા ત્યારે તેની અંદરથી તે જાણે
ઘડો કે ગાગેર સંતાડી રાખી હોય એવી જણાતી હતી.
તેમાં વાટા પણ જોઇએ તેના કરતાં વધારે હતા, અને તે-
નું ઉંડાણ એટલું હતું કે કંઇ અંદર ભરાઇ રહ્યું હોય
તો તેની શેઠને જરા પણ ખબર પડે નહીં. તેમ વાટા
ખોલ્યા વગર તે નીકળે પણ નહીં. શેઠ એવા તો એ-
દી હતા કે વાટા ખોલવાનો પ્રસંગ જવલેજ આવતો. એ-
ક દહાડો એવું બન્યું કે એક મોટા તહેવારના સબબથી
તે નદીએ નહાવા ગયા. નહાતાં નહાતાં એક વાટો ખો-
લવા જાય છે તેવુંજ અચાનક એક માછલું તેમાં ભરાઇ
ગયું. વળતી શેઠે તે વાટો બંધ કરીને બીજો ખોલ્યો ને
માહેથી કચરો કહાડી નાખ્યો. એ પ્રમાણે એક પછી
એક એમ બધા વાટા ખોલીને સાફ કરી નાખ્યા. પેલા
માછલાએ બહાર નીકળવાને ઘણાએ તરફડીઆં મારયાં
પણ કાંઇ વળ્યું નહીં. શેઠને તો એ વાતનો અણસારો
સરખો પણ થયો નહીં, તેથી તે બીચારૂં અકળાઇ અ-
કળાઇને આખરે મરણ પામ્યું. એ વાત પણ શેઠના જા-
ણ્યામાં આવી નહીં. તેતો નાહી ધોઇને ડોલતા ડોલતા
અમન ચેહેનમાં ઘેર ગયા. હવે પેલા માછલાની દુરગંધ
ઉડવા માંડી. ધીરે ધીરે તે એટલી બધી તો વધતી ગઇ કે
ઘરનાં તમામ માણસ તોબા તોબા થઇ ગયાં. તેઓએ
વિચાર્યું કે બેશક ઘરમાં કોઇ જન જનાવર મરી ગયું છે.
ત્યાર વગર આવી માથું ફાટી જાય એવી બદબો આવે

નહીં. એમ ધારી તેઓ આખા ઘરમાં ચોકસાઇથી તપાસ કરવા લાગ્યાં, પણ મુએલું જનાવર કાંઇ હાથ લાગ્યું નહીં. પછી શેઠે ગભરાઇ જઇને સર્વેને કહ્યું કે હમણા ને હમણા કોઇ વઇદને બોલાવી લાવો. એ ખરાબ વાસના મારા પોતાનાજ શરીરમાંથી નીકળે છે, કેમકે હું જ્યાં બેસું છું ત્યાં મારાથી ઠરાતું નથી. કોઇ પણ દુષ્ટ વ્યાધી મારા શરીરમાં ભરાઇ ગયો છે. આ ઉપરથી એક જણ ઘાણીજ તાકીદથી વઇદને તેડી લાવ્યો. વઇદે નાડ જોઇને ઓશડ આપ્યું પણ દુરગંધ દૂર થઇ નહીં. આથી શેઠના મનમાં તો બહુજ વ્હેમ પેશી ગયો. ગામના તમામ વઇદ તથા હકીમ દવા કરીને થાક્યા, પરંતુ શેઠનો રોગ કોઇથી પરખાયો નહીં. ઓશડ વેશડથી કાંઇ વળતું નથી એમ સમજી શેઠે ભૂવા જતીને તેડ્યા. તેઓ પણ કાંઇ કીધા વગર આવ્યા તેવા પાછા જતા રહ્યા. એમ થયેથી શેઠનો વ્હેમ એટલે દરજ્જે વધી પડ્યો કે તે જલદીજ ખાટલાવશ થઇ જશે એમ જાણાયું. થોડાક દહાડા વીત્યા પછી શેઠે વિચાર્યું કે હવે તો વાટા ખોલ્યા વગર ચાલે નહીં, કેમકે મંદવાડના સબબથી અંદર બહુ કચરો એકઠો થયો હશે. એવા વિચારથી એકાંત જગાએ નહાવા બેઠા, અને જાણે ચોપડાનાં પાનાંજ ઉથલાવવા બેઠા હોયની એમ એક પછી એક વાટા ખોલી ખોલીને માંહેથી કચરો સાફ કરવા મંડ્યા. એવામાં એક વાટો જેવો ખોલ્યો તેવુંજ પેલું માછલું કોહી ગયલી અવસ્થામાં માલમ પડ્યું. તેને જોઇને શેઠ મન સાથે કહેવા લાગ્યા

કે આ કમબખત માછલુંજ આટલી બધી દુરગંધનું કારણ છે, અને વાતનું વતેસર જે થઇ ગયું તે એનેજ લીધે. એમ કહી છાણ, મટોડી, સાબુ વગેરે ઘસી ઘસીને તે વાટો સાફ કરી નાખ્યો. એથી કરીને ન ડરાય એવી દુરગંધ આખા ઘરમાં પસરી ગઇ હતી તે તદન દૂર થઇ. ઘરનાં માણસે શેઠ સારા થયા એ વાતની ખુશાળીમાં વધામણું દીધું, પાઠ કરાવ્યા ને ગરીબ ગરબાને દાન આપ્યાં. વળી શેઠનો રોગ ખરેખર મહાભારત હતો એમ સમજી માથે પાણી ઘાલ્યું; અને ખાંડના મસાલેદાર કંસાર લેંચી ને મોગ વરોડાં વગેરે ઉડાવી ન્યાત જમાડી એટલુંજ નહીં પણ બ્રહ્મ ભોજન પણ સારૂં કરાવ્યું. આટલો બધો નકામો ખરચ થઇ ગયો તે શેઠને બિલકુલ પરવડ્યું તો નહીં, પણ ગામમાં ફજેતી થાય એવા વિચારથી ડુંડને નમશકાર કરીને મુગામુગા બેસી રહ્યા. આ વાત બન્યાને થોડા દહાડા થયા પછી એક દહાડો શેઠ પડ્યા પડ્યા નિરાંતે ઉંઘતા હતા એવામાં છોકરાં રમતાં રમતાં ત્યાં આગળ આવ્યાં. તેમાંનાં એક છોકરે રમતમાં શેઠની રૂપાની દાબડી લઈ તેના એક વાટામાં બહુ ઉંડી ખોસી ઘાલી. એમ કરીને તે બધાં ત્યાંથી દોડી ગયાં, ને દાબડીની વાત ભૂલી જઈને બીજી રમતમાં પડ્યાં. હવે શેઠ નિંદ્રામાંથી જાગ્યા તેવાજ તપખીરની તલપ થઈ આવ્યાથી દાબડી શોધવા લાગ્યા, પણ તે કેમે કરી નજરે પડી નહીં. ખૂણે ખોતરે શોધી શોધીને થાકયા ત્યારે તેના મનમાં એવો શક ઉતપન થયો કે ચાકરે લીધી હશે.

તે ઉપરથી તેણે તેને એકાંતમાં લઇ જઇને ખૂબ ધમકી આપી, અને થોડો ઘણો મેથીપાક પણ જમાડયો. પણ તે બિચારાએ દાબડી લીધેલી નહીં એટલે મેં લીધી છે એમ શી રીતે કબુલ કરે? દાબડી ગયાની વાત આખા નગરમાં પસરી. શેઠના ઘરમાં પણ એ વાતની બહુ ચોળાચોળ થયા કરતી હતી. એવામાં એક છોકરૂં બોલી ઉઠયું કે એ દાબડી તો મેં દાદાજીના પેટમાં ઘાલી છે. આથી શેઠ બહુ ગાભરા થઇ જઇ મન સાથે કહેવા લાગ્યા કે રખેને પેલા કમજાત માછલાસાઈ ખેલ થયો હોય. એમ ધારી ઉપરા ઉપરી વાટાઓ બોલી બારીકીથી તપાસ કરવા મંડી પડયા, અને જોય છે તો એક વાટા મધે છેક ઉંડાણમાં દાબડીનો ધોળો ધોળો આભાસ નજરે પડ્યો. એવો આભાસ જોતાંવારનેજ શેઠે ઓ પ્રભુ! આ તે શો ગજબ! એમ કહીને જેમ કોઇ ઉંડા ખાડામાં પડેલી કાંઇ વસ્તુ કાઢે તેમ વાટાના ઉંડાણમાંથી પેલી દાબડી ખેંચી કાઢી. દાબડીનો ચોર શેઠની ડુંડજ છે એમ જાણીને ઘરનાં તમામ માણસ ખડખડ હસી પડયાં. એમ થએથી શેઠ એટલા બધા ઝંખવાણા પડી ગયા કે તેમના મનમાં એમ આવ્યું કે જો આ વખત પ્રથ્વી માગ દે તો અંદર સમાઇ જાઉં. આ વાત ચરચાચાથી આખા નગરના લોકે શેઠને ખૂબ હસી નાખીને તેની ન મનાય એવી ડુંડને ચકલે ચકલે ને શેરીએ શેરીએ વગોવી નાખી. આવી રીતે બેવાર સજ્જડ ખતા ખાધા પછી સુખપાળશાહ શેઠની આંખ ઉઘડી; અને તે દહાડેથી રખેને મારી ડું-

ડમાં કાંઇ પેસી જશે એવી દેહેશતથી દરરોજ તાણ ચાર વાર તેના વાટા ખોલી ચોકસાઇથી સાફ કરવા લાગ્યા.

## ટૂચકો ૩૫ મો.

### ત્રણનું અડધ છ.

એક સમે કોઇ મશકરાએ રસ્તે જતાં એક મૂર્ખાને પૂછ્યું કે ત્રાણનું અડધ શું? ત્યારે તેણે જવાબ દીધો કે દોઢ. મશકરો બોલ્યો કે તું કોઇ ખરેખરો મૂર્ખનો સરદાર જણાય છે. આવડો મોટો થયો ને હજી ત્રણનું અડધ કેટલું છે તેની પાણ તને ખબર નથી? તેં આટલાં વરસ કૂતરાને ઘાલ્યાં કે શું? મૂર્ખાએ ઉત્તર આપ્યો કે ભાઇ, હું જ્યારે નાનો હતો અને નિશાળે જતો હતો ત્યારે મેહેતાજીએ મને ત્રાણનું અડધ દોઢજ બતાવ્યું હતું. મશકરાએ હસીને તેને કહ્યું કે મેહેતાજીએ તને ખરેખરી વિદ્યા બતાવી નથી, બાકી ત્રાણનું અડધ તો છ છે. એમ કહીને તેણે પોતાના ગજવામાંથી ત્રાણ પથ્થરપેન કાઢી, અને તેને આપી કહ્યું કે આ પેનને અડધી અડધી કરી નાખ. મૂર્ખાએ તે પ્રમાણે કીધું ત્યારે મશકરાએ તેને કહ્યું કે હવે ગાણી જો કે કેટલી પેન થઇ. મૂર્ખો બોલ્યો કે છ. વળી પાછો મશકરાએ સવાલ કીધો કે બોલ હવે ત્રાણનું અડધ કેટલું? ત્યારે તે બોલ્યો કે છ. આટલું થયા પછી મશકરો હસીને તેને કહેવા લાગ્યો કે મેહેતાજીએ તને સજ્જડ છેતરીને પોતાની ખરી વિદ્યા તા-

રાથી ગુપ્ત રાખી છે. કદાપિ હું તારો ગુરૂ ન મળ્યો હોત તો ત્રણનું અડધ દોઢ છે એમ ધારીને તું અંધારામાં કુટાયા કરત. તને ગમે તો આ કાંકરા પડ્યા છે તેમાંથી ત્રણ ઉંચકી લઇને અડધા કરી જો. તેના કરતાં તું ખાવા બેસે ત્યારે ત્રણ રોટલી લઈ અડધી અડધી કરી નાખીને ગણી જોજે એટલે તારી પૂર્ણ ખાતરી થશે. મૂર્ખાભાઇ બોલી ઉઠયા કે ભાઈ, આટલા દિવસ તો હું ત્રણનું અડધ દોઢજ જાણતો હતો, પણ આજ તો તમે સ્પષ્ટ બતાવી આપ્યું કે ત્રણનું અડધ છ થાય છે. હવેથી જે કોઇ મને પૂછશે તેને ત્રણ અડધે દોઢ કહેવાને બદલે છ કહીશ. આપના જેવા જ્ઞાની પુરૂષના સમાગમથી ખરી વિદ્યાને હું પામ્યો તેને વાસ્તે હું આપનો બહુ આભાર માનું છું. એમ કહી તેને પગે પડી મૂર્ખા ભાઇ ત્યાંથી ચાલ્યા ગયા. પેલો મશકરો પણ તેની બેવકુફીપર ખૂબ હસતો હસતો પોતાને ઘેર ગયો.

## ટૂચકો ૩૬ મો.

### ગોળ મટોળ શેઠ.

કોઇ એક શેઠ એવા તો ગોળબંમ હતા કે કદાપિ રોલરને ઠેકાણે ગબડાવ્યા હોય તો જમીન ઉંચી નીચી હોય તે ખાસી સપાટ જેવી થઇ જાય. બેઠા ત્યાંજ બેઠા ને ઉભા ત્યાંજ ઉભા. એમ કરતાં કોઇ ઠેકાણે જવાનું મન થાય તો બે ચાર જણ મળી ઉંચકીને લઇ જાય તોજ

જવાય. એક દિવસ ધારા પ્રમાણે ચાર પાંચ જણે મળી બમશાહને ઉંચકીને નહાવાને માટે ચોકમાં બેસાડયા. બે જણાએ રગડી રગડીને મરદન કીધું, અને બાકીનાએ ખૂબ ચોળી ચોળીને નહવાડયા. નાહી રહ્યા પછી બેએ મળીને અબોટિયું બદલાવ્યું. વળતી બધાએ ઉંચકીને સેવા કરવા બેસાડયા. સેવામાં ફૂલ વગેરે જોઇએ તે આપવાને બે અલાએધાંજ માણસ કરી મૂકયાં હતાં, કેમકે વાંકા વળીને લેતાં શેઠનાં- આંકોશિયાં ઉંચાં આવતાં હતાં. સેવાથી પરવારયા પછી બધા "પાલખી પોઇસાં! પાલખી પોંઇસાં!" પોતાનાં મનમાં બોલતા બોલતા તેમને જમવાની જગાએ ઉચકી ગયા, અને જેમ તેમ કરીને પાટલાપર બેસાડયા. પાટલો કેવડો હશે તેનો વિચાર અ ગડબંમ શેઠના કદ ઉપરથીજ હરકોઇના મનમાં સહેજ આવશે. પાટલા ઉપર બિરાજ્યા પછી શેઠાણીએ તૈયાર કરેલી રસોઇ પીરસી હમેશ મુજબ કોળીઆ ભરાવવા માંડયા. થોડી વારમાં તો પરસેવો થઇને તેમનું આખું શરીર પાણી પાણી થઇ ગયું; અને જાણે ઘણોજ થાક ચઢી ગયો હોય એમ હાંફવા લાગ્યા. એ જોઇને શેઠાણીથી બોલ્યા વગર રહેવાયું નહીં. તેણે કહ્યું કે તમને જમવાના પાટલાપર લાવીને બેસાડયા તે પહેલાં જે જે કરવાનું હતું તે બધું તમને જરા પણ હાલ ન આવે એવી રીતે આપણાં માણસને હાથેજ થયલું છે. વળી કોળીઆ પણ હું ભરાવું છું. એમ છતાં એવી તે તમને શી મેહેનત પડી કે આટલા બધા ભરનીગળ થઇ જઇ હાંફયા કરો છો?

આ સાંભળી શેઠ ગુસ્સાના આવેશમાં બોલી ઉઠયા કે એ વાત તો ખરી, પણ રાંડ ચાવે છે કોણ તારો બાપ? એ તે કાંઇ નાની સુની મેહેનત છે કે શું? આવો તરેહવાર જવાબ મળવાથી શેઠાણીને બહુ હસવું આવ્યું. તેણે હસતાં હસતાં ગોળ મટોળ શેઠને કહ્યું કે એ વાતનો મને પ્રથમ વિચાર સૂજ્યો નહોતો. માટે વગર વિચારે મેં તમને પૂછ્યું તેને વાસ્તે હું માફ માગું છું. તમને પરસેવો થાય એમાં કાંઇ નવાઇ જેવું નથી. એટલું કહી શેઠાણીએ શેઠને હાંસી હીંસીને જમાડયા અને જતનથી માળપર મોકલાવી દીધા. ત્યાર પછી શેઠાણી વગેરે બધાં માણસ જમી કરીને પોત પોતાને કામે લાગ્યાં.

---

## ટૂચકો ૩૭ મો.

### મન ચંગા તો કથરોટમે ગંગા.

એક સમે કોઇ એક ગામમાં તહેવારનો દહાડો આવ્યાથી ઘણા લોક નદીએ નહાવા જતા હતા. તેઓને જોઇ એક મૂર્ખ શખસે વિચાર કીધો કે આ બધા નહાવા જાય ને હું શા માટે ન જાઉં? હું પણ નદીમાં નાહી ધોઇને મારી દેહને પાવન કરી નાખું. એમ ધારી તે પણ નદીએ નહાવા ચાલ્યો. થોડેક ગયો એટલે રસ્તામાં એક ખાબોચિયું ભરાઇ રહ્યું હતું તે જોઇને તે પોતાના મન સાથે કહેવા લાગ્યો કે આના કરતાં મને વધારે નિર્મળ નદી બીજી કઇ મળવાની છે? માટે લાવની અંહિ-

થાંજ ડબકું ડોળી લઉં. એમ કહી તેની અંદર પલાંઠી વાળીને નહાવા અડી ગયો. એવામાં તે રસ્તે થઇને કોઇ સદગ્રસ્થ જતો હતો તેણે મૂર્ખાને આવી રીતે નહાતો દેખીને મોટા અચુંબાસાથે તેને પૂછ્યું કે ભાઇ, તું આ ખાબોચિયાંની અંદર બેઠા બેઠા કેમ ડબકાં ખાયા કરે છે? તારૂં આખું શરીર કાદવથી ગરકાવ થઇ ગયું છે તેનું પણ તને ભાન નથી? મૂર્ખાએ જવાબ દીધો કે અરે ભાઇ તું બડો નાસ્તિક માલમ પડે છે, ત્યાર વગર આવું બેઢંગુ બોલે નહીં. આજે તહેવારનો દહાડો છે એ શું તું જાણતો નથી? પેલા સદગ્રહસ્થે ઉત્તર આપ્યો કે એ તો હું સારી પેઠે જાણું છું, પણ નદીએ નહાવા જવાને બદલે તું આ ખાડો જેમાં કાદવનો તો કાંઇ સુમારજ નથી તેની અંદર આળોટી આળોટી તારૂં આખું દીલ કીચડમય કેમ કરી નાખે છે? મૂર્ખા ભાઇ હસીને બોલ્યા કે ભાઇ તું શાસ્ત્ર પૂરાણથી કેવળ અજ્ઞાન છે. "મન ચંગા તો કથરોટમે ગંગા" એ કહેવત શું તેં સાંભળી નથી? મારૂં મન સાફ છે એટલે મારે મન આજ ગંગા છે. એમ જાણીને આ ખાડામાં નિરાંતે નાહી મારી દેહેનું સાર્થક કરૂં છું, તેમાં તું તે શું જોઇને ડહાપણ ડોહોળી મને શીખામણ દેતો હશે વારૂ? હુંઉંઉં! પોતાને ધરમદાન કરવું નહીં ને બીજા કરતા હોય તેને કરવા દેવું નહીં એ તે વળી કોના ઘરની રીત? માટે એ બાશકળીઆ, તું લવારી છોડીને તારે માર્ગે ચાલ્યો જા, અને મને આ પવિત્ર ગંગાજીમાં સુખે નાહીને મારો જનમારો સફળ ક-

ન્હવા દે. મૂર્ખાને મ્હોંએથી આવા શબ્દ સાંભળી પેલો સ-
દ્ગ્રહસ્થ એકદમ ચૂપ થઇ જઇને ત્યાંથી ચાલતો થયો. તે
પાંચ સાત કદમ ગયો હશે એટલે તો મૂર્ખાએ તેને પા-
છો બોલાવીને કહ્યું કે આવની ભાઈ આવું સુખ છોડી-
ને ક્યાં જતો રહે છે! તને બીજે કએ ઠેકાણે આવી ન-
હાવાની ગમત પડવાની છે! જોની કેવી રમુજ પડે છે.
એમ કહી તે ખાડામાં એટલા જોરથી કૂદાકૂદ કરવા લા-
ગ્યો કે તેણે પેલા સદગ્રહસ્થને દીલે છાંટા ઉરાડી ઉરાડી
તેનાં તમામ કપડાં ખરાબ કરી નાખ્યાં. એવી રીતે હર્ષ-
ભેર નહાતો હતો એવામાં પગ સરી જવાથી તે ઉંધે મા-
થે પડી ગયો. એથી કરીને તેનાં મ્હોં, નાક, આંખ કાન
વગેરેમાં ગંદું પાણી ભરાઇ ગયું. જ્યારે બહુજ ગુંગળા-
યો ત્યારે તેણે કરગરીને પેલાને કહ્યું કે અરે ભાઇ, મારી
આસના વાસના કરવાને બદલે ઉભો ઉભો આમ તમાશો
જોયા કરે છે એ તને ઘટતું નથી. આ ઉપરથી પેલા ગ્ર-
હસ્થે તેને બહાર ઘસડી કાઢયો, અને બે ચાર લપડાક
ચોઢીને કહ્યું કે બેવકુફ, મેં તને નહોતું કહ્યું કે એવી
જગાએ ન નહા? એટલું કહી પેલો સદ ગ્રહસ્થ મૂર્ખાને
ત્યાંથી ખદેડી મૂકી પોતાને ઘેર ગયો.

---

## ટૂચકો ૩૮ મો

### ડોળીની આકાંક્ષા રાખનાર ભટજી.

અકરાંતિશંકર કરીને એક ભટ હતા તે ભોજન સં-

બંધી વાત કરવામાં ઘણાજ હોંસીલા હતા. તે કોઇ સમે પોતાના યજમાનને ઘેર જમવા ગયા. ત્યાં એટલું બધું તો ઇંચી ઇંચીને ખાધું કે ઉઠવાની શકિત પણ રહી નહિ. ચાર પાંચ જણાએ મળીને ઉઠાડ્યા ત્યારે મહામુશીબતે ઉભા થયા. યજમાને તેને સોપારીનો કટકો આપવા માંડયો ત્યારે ભટજી બોલ્યા કે યજમાન રાજા, જયારે સોપારીના કટકા જેટલો પેટમાં વગ રાખ્યો હોત ત્યારે કટકો લાડુ ક્યાં ન ખાઇ લત; કારણકે સોપારી તો દરરોજ ઘડીએ ઘડીએ ખાવામાં આવે છે. પણ લાડુના તો રાજા જવલેજ દર્શન થાય છેજો. પછી ચાર પાંચ માણસ મળી તેને ઘસડીને ઘર તરફ લઈ જતા હતા એવામાં કોઇ બીજા ભટજી ડોળીમાં બેસી જતા હતા. તેને જોઇ અકરાંતિશંકરે ધાર્યું કે આ ડોળીમાં બેસી કોણ જતું હશે. પછી ખબર કહાડતાં માલમ પડ્યું કે એ પણ જાતના ભટજીજ છે; અને એણે એટલું બધું તો ખાધું છે કે જરા પણ હલાતું ચલાતું નથી. માટે ડોળીમાં નાંખીને એને ઘેર લઇ જાય છે. ડોળીવાળા ભટજીની હકીગત સાંભળી પેલા અકરાંતિશંકર બહુ પસ્તાવો કરી મન સાથે કહેવા લાગ્યા કે યાર આપણે એવા કમનશીબ કે એના જેટલું જમાયું નહિ, બાકી આપણે પણ ડોળીમાં બેસીને ઘેર જવાનો વારો આવત, અને ચાલવાની જરાએ મહેનત કરવી પડત નહિ. એ એટલા નશીબદાર કે એનાથી એટલું આખું જમાયું કે જેથી ડોળીમાં બેસીને ઘેર જવાવાનો વારો આવ્યો. એવી રીતે ઘણો પસ્તાવો કરી પો-

તાને ઘેર ગયા.

બીજે દહાડે વહાણું વાયું કે તરતજ તે ડોળીવાળા ભટજીની મુલાકાત લેવાને ગયા. ત્યાં જઇને તેને કહ્યું કે ભટજી મહારાજ, કાલે હું એટલી બધી ચોકસાઇથી જમ્યો હતો કે જ્યારે મારી ખાતરી થઈ જે હવે તો ચારે કરાડા ભરપૂર થયા છે, અને તલ માત્ર પણ વગ રહયો નથી, ત્યારે મૂળચી થઈ જશે એવી દેહેશતથી મેં ચીંગવાનું એકદમ બંધ કીધું. ખાઈ રહયા પછી મેં ઘાણાંએ તરફડીઆં મારયાં પણ મારાથી ઉભા થવાયું નહીં. આખરે બહુ શ્રમ પહોંચવાથી બે ચાર જાણા ઉભા ઉભા મારી સામું ટગર મગર જોયા કરતા હતા તેમને મેં ગુસ્સે થઇને કહ્યું કે ભાઇ સાંહેબો, આ વખત કંઇ તમાશો જોવાનો નથી જો, માટે મને જેમ બને તેમ તાકીદથી ઘેર લેઇ જાઓ કે હું નિરાંતે સુઈ આમ તેમ ખવળિયાં ખાઇ મારા ઢમઢોલ પેટને જરાક ઓસરાવું, નહીંતો મારા પ્રાણ ઘડી બે ઘડીમાં રૂંધાઇ જશે. મારાં આવાં ગભરાટનાં વાક્ય સાંભળી તેઓએ મને પાંખોટિઆં પકડીને ઉભો કરવા માંડયો, તેવોજ હું કળેકળે અધુગડો થયો. પછી મહા મુશીબતે હેલ્લેસાં કરીને મોટા આચકાની સાથે ઉભો તો થયો, પણ મારા પેટની સખત હારવેરને લીધે ટટાર ન રહેતાં વાંકોને વાંકોજ રહયો. આવી માઠી અવસ્થામાં પેલા માણસો મને ઘર તરફ ઘસડી લઇ જતા હતા એવામાં રસ્તે આપને ડોળીમાં બીરાજમાન થયલા જોઇને હું ચીતરામણ બની ગયો. પછી તપાસ કરતાં મને માલમ

પડયું કે આપને ખાવાના પુનપ્રતાપથીજ ડોળીનો ઓ-
રીઓ પડયો છે. આ ઉપરથી હું ઘણોજ નાખુશ થઇ
જઇ મારે ઘેર ગયો, અને આપના જેટલું મારાથી ખ઼વા-
વાયું નહીં તેને વાસ્તે હું એટલો બધો ખેદયુક્ત થઇ ગ-
યો કે તે વિચારમાં ને વિચારમાં આખી રાત મેં આંખ
સરખી પણ મીચી નથી. પહો ફાટતાંવારનેજ હું આ-
પની પાસે મારા મનનો ખુલાસો કરવા આવ્યો છું. આ-
પની આગળ મારી વિનંતિ એટલીજ છે કે કાલે આપે
જમવાની એવી તે કેવી રીત શોધી કહાડી કે આપને ડો-
ળીનો સંસ્કાર થવાનો સમય આવ્યો, એ બધું મારી
આગળ વિગતવારે કૃપા કરીને કહો. ડોળીવાળા ભટજી
જરા મલકાઇને બોલ્યા કે મહારાજ, મારા ખાવાના પ્ર-
માણનું તો કંઇ પૂછતાજ ના. તે તો હું સદા ગુપ્તજ રા-
ખું છું. મારાં સગાં સહોદરને બહુ માઠું લાગે છે તોપણ
કોઇની નજર લાગે એવા વિચારથી હું એ વાતનો ભેદ
બોલતો નથી. પરંતુ આપ જાતે મારે ઘેર પધારી પોતા-
વટ રાખીને શુધ્ધ અંતઃકરણથી પૂછો છો, અને વળી આ-
પને એવી બાબતમાં કંઇક મારા જેવો શોખ પણ છે,
તેથી હું આપની આગળ ખરા દીલથી મારા ખાવાનું
માપ કહી બતલાવું છું. એ માપ આ નીચેના શ્લોક ઉ-
પરથીજ જાણશે.

## लाडुभट्टे भ्योनमः

**यजमान ग्रहे गत्वा, तोकंतोकंच, स्वाद्यते॥**

अहं ते कथइष्यामी, समाधान मनाश्रुणु ॥१
मोदका विंशती संख्या, पाचसं द्रोण पादकं॥
माषान्न वटक त्रिंशत्, दाधिमंडेन संयूतं ॥२
शाकपाकादिकं सर्वं, प्रस्थ षट्कंच भुज्यते॥
मरीची राजीका हिंगू, धान्चाजीरक मीश्रीता
क्थिकायुक्त कूरंतु, प्रस्थानांच चतुष्टयं॥
एतत् सर्वंतु सूक्ष्मं मे, भोजनं परीकीर्तीतं ॥४
अतों महद्भोजने तु, का वार्ता कथचा म्यहं॥

## અર્થ.

### લાડુભટ્ટોને નમસ્કાર.

જજમાનને ઘેર જઇને થોડું થોડું ચાખું છું તે હું કહું છું તે તું લક્ષ દઇને સાંભળ. લાડુ નંગ ૨૦, ખીર શેર ૧૬, દહિંવડાં નંગ ૩૦, સઘળી વાનીનાં શાક વિગેરે શેર ૧૨, મરી, રાઇ, હિંગ, ધાણાજીરૂં નાખેલી કઢીની સાથે કૂર શેર ૮. એ બધું મારૂં સુક્ષ્મ એટલે થોડું ભોજન છે. હવે મારા મોટા ભોજનની વાત તે હું તને શી કહું?

ઉપરનો શ્લોક બોલી રહ્યા પછી ડોલીભટે અકરાંતિશંકરને કહ્યું કે હવે હું સમજું છું કે મારા યથાસ્થિત ભોજનનું પ્રમાણ કેટલું છે એ વિશેની આપના મનમાં પૂરેપૂરી

ખાતરી થઇ હશે, કારણકે આપ એવી બાબતમાં સારી પેઠે માહિતગાર છો. ડોળીભટનું આવું ભીમ ભોજન સાંભળી અકરાંતિશંકર દીગમુઢ થઇ જઇ થોડીવાર સુધી તેની સામાં એકી નજરે જોઇ રહ્યા. પછી મનને જરા ઠેકાણે લાવી બોલી ઉઠયા કે પંડયાજી મહારાજ, આટલા દહાડા હું મારા મનમાં એવો ફાંકો રાખતો હતો કે મારા જેવો જબરો જમનાર દુનિઆંમાં કોઇ નહીં હોય. પણ મારૂં એ અભિમાન આપે આજ છોડાવ્યું. હવે મારી પૂર્ણ ખાતરી થઇ કે આપની વાત તો ન્યારીજ છે, અને આપના જેટલું જમવું એ કાંઇ હાંસિગલ નથી. એ તો પેલા જનમનાં આપનાં કરેલાં સુકૃતનું ફળ છેઃ હું ગમે તેટલું સારી રીતે જમું તોપણ આપના ચાખવાના ભોજને પણ પહોંચું નહીં તો આપના યથાસ્થિત ભોજનની બરાબરી કરવાની તો વાતજ શી? મારે એમજ કહેવું જોઇએ કે આપના ઉપર પરમેશ્વરની મોટી મેહેરબાની છે કે આવું રાક્ષશી ભોજન અડાવી ડોળીનશીન થઇને આપનાથી ઘેર અવાય છે. મારાપર એટલી કમ મેહેરબાની છે કે મારાથી આપને પહોંચાતું નથી. અફશોસ! અફશોસ! પૂર્વે મારાથી કોણ જાણે કેવાં અઘોર પાપ થઇ ગયાં હશે કે ડોળીના વૈભોગ લેવાને કેવળ અપાત્ર થઇ પડયો છું. હે પરમેશ્વર, મારો આ ફેરો તો એળેજ ગયો, અને મનના મનોર્થ મનમાંજ રહી ગયા. ઓ દીન દયાળ પ્રભુ, હું તારી પાસે એટલુંજ માગી લઉં છઉં કે પેલે ભવ ડોળીની મારી આકાંક્ષા પૂરી પડે એવો સર્વોપરી જમનાર

તું મને કરજે. એટલું કહી અકરાંતિશંકર ડોળી ભટને નમશકાર કરી પોતાને ઘેર ગયા.

## રમૂજી ફારસ.

**દુષ્ટ વૃત્તિ સ્ત્રીને અભાગ્ય વર, એ બંને**
**મળે ત્યાં કેમ ચાલે ઘર.**



ઘેવરબાઇ—બેકુ, જરા આમ આવો તો.

ઢોકળીપંડ્યા—કેમ **વળી** શું છે?

ઘેવરબાઇ—હોય શું? તમારી મોકાણજતો.

ઢોકળીપંડ્યા—(મનમાં) અરે પરમેશ્વર! અમે બેઉ જણાં જે વખતે એકઠાં બેસીએ છીએ તે વખતે કોઇ દિવસ અમે હસી ખુશીથી વાત કીધી હોય એવું તો મને યાદજ નથી. હંમેશાં આવી તરેહના ભવેડા ને ભવેડા. (પછી ઘેવરબાઇની સામું જોઇને) કેમ રાંડ કુભારજા, મારી મોકાણ તે વળી શું?

ઘેવરબાઇ—ઉઠતાં ને બેસતાં ગાળ સાથેજ વેપાર છે. આખો દહાડો નીચ વર્ણની માફક ગાળ ભાંડતાં તમારી જીભ કેમ ઉપડે છે?

ઢોકળીપંડ્યા—તમેજ જરા જીભમાં હાડકું રાખોની એટલે ગાળ પણ બંધ પડશે. એ તો પેલાં કહે છે તે વાળી વાત કે અલ્લાને મિલાયા જોડા એક અંધા ઓર દુસરા ખોડા.

ઘેવરબાઇ—બહુ થયું હવે, આડી તેડી વાત જવા-

દાની. હાલ જે મારે કહેવું છે તે તમારે સાંભળવું છે કે નહીં?

ઢોકળીપંડ્યા—સાંભળવા જેવું હશે તો બેલાશક સાંભળીશ.

ઘેવરબાઇ—છે તો સાંભળવા જેવુંજ, પણ તમને તો તે વિષના કરતાં પણ વધારે કડવું લાગશે.

ઢોકળીપંડ્યા—કહે વારૂ એવી તે શી વાત છે?

ઘેવરબાઇ—હું નક્કી જાણું છું કે તમને એ વાત કહીશ એટલે તમે ધૂંવાંફૂંવાં કરયા વગર રહેવાના નથી. ગળા સમાન પાણી આવ્યાને લીધેજ મારે કહેવાની ફરજ પડે છે. મારે બહાર પહેરી ફરવાનું એકે સારૂં લૂગડું નથી. તમે કહેતા હોવ તો ગઇ કાલે મારી બેનપણી ગડબડ ભટાણીએ એક લીધું છે તેવું લઉં

ઢોકળીપંડ્યા—તમે તો સદાયજ રડતાં ને કકળતાં. આટલાં બધાં તો લૂગડાં બળ્યાં છે તોપણ તમને ધરોજ નથી.

ઘેવરબાઇ—(મટકો કરીને) શું? કેટલાં?

ઢોકળીપંડ્યા—તેની **મને** શી ખબર? હું થોડાંકજ પહેરૂં છું.

ઘેવરબાઇ—ત્યારે શું જોઇને મ્હોંએથી ભસ્યા કે તારે તો બહુ લૂગડાં છે! એકનો આખું બતાવો.

ઢોકળીપંડ્યા—કેમ રાંડ સંખાણી, મને કૂતરો બૂનરો દીઠો કે ભસ્યા ને ન ભસ્યા કહે છે!

ઘેવરબાઇ—ત્યારે વળી બીજું તે શું!

ઢોકળીપંડ્યા—રાંડ હવે તો દહાડે દહાડે તેં છેક

પર વિખેરવા માંડ્યા ને.

ઘેવરબાઈ—વારૂ હવે લવારી છોડીને મારા સવાલ નો જવાબ આપવો છે કે નહીં?

ઢોકળીપંડ્યા—લૂગડું લેવાની મારી ખુશી નથી.

ઘેવરબાઇ—તમે ના કહો છો ત્યારે મારે શું કરવું? બીજા કયા માટી પાસે જઇને લઇ આવું?

ઢોકળીપંડ્યા—તમારી બૈરીની જાતજ ધિક્કારવા લાયક છે તો. એકનું જોય એટલે બીજી શૂરી થઇ જાય, અને પોતાના માટીનાં હાડકાં સોસાઇ જાય ત્યાં લગી તેને દમી દમીને તે વસ્તુ કરાવે ત્યારેજ જંપ વાળીને બેસે. પછી ધણી ગરીબ હોય કે તવંગર હોય તેનો કાંઇ પણ વિચાર કરે નહીં.

ઘેવરબાઇ—તમે મરદ થઇને તે શી ધાડ મારી? એક ફૂટી બદામસરખીની કમાઇ તો છે નહીં, બાપા મૂકી ગયા છે એટલે પડયા પડ્યા નિરાંતે ખાયા કરો છો; બાકી ખબર પડત કે કેટલે વીશે સો થાય છે. હમારી જાત તો ધિક્કારવા લાયક નથી, પણ તમારા જેવા નિરૂદ્યોગીને બેઠેલ માણસ તો ધિક્કારવા જોગ ખરા. તમારા સરખા આ દુનિઆંમાં પેદા થયા છે તેઓને નહીંજ સરખા સમજવા જોઇએ. બોલો, તમે શું પરાક્રમ કરીને તમારા બાપનું નામ વધારયું?

ઢોકળીપંડ્યા—મારા સરખો દીકરો થઇ એની દોલતનો વારસ થયો એજ. દીકરાએ દીવો રહે છે, પણ દીકરીએ રહેતો નથી એ શું તું જાણતી નથી?

ઘેવરબાઇ—(હસીને) વાહ ! એ તો ઘણું સારૂં નામ કાઢયું. પણ જરા મને ફરીથી કહો કે તમે બધી સ્ત્રીને ધિક્કારો છો ?

ઢોકળીપંડયા—હું કંઈ બધી સ્ત્રીને વિશે બોલતો નથી. બધી કાંઇ એવી હોતી નથી. કેટલીક સુપાત્ર સ્ત્રી હંમેશાં સંતોષીજ હોય છે, અને પોતાના ધણીની ઓકાત જોઈસમજીને તેમના ઉપર ભાર મૂકે છે. પરંતુ તારા જેવી કેટલીક અવિદ્વાન અને કલંઠ સ્ત્રી પોતાનું મનગમતું કરવાને માટે પોતાના ધણી ગમે એવા રોગ શોકમાં ડૂબેલા હોય તથા તેઓનો હાથ ગમે એટલી ભીડમાં હોય તેનો જરાએ વિચાર નહીં કરતાં તેઓને સતાવી સતાવીને તેઓના શરીરનું શોષન કરી નાખે છે. એવી દુષ્ટણીઓ પોતાના ધણીથી ઉંચી પદવીવાળા પુરૂષોની સ્ત્રીની માફક ફરવાની હોંસ રાખે છે, અને પોતાના ધણી તેવા કેમ ન થયા તેને વાસ્તે નિશદિન બળાપો કરયા કરે છે. અરે ! એ હત્યાઓ એવી જાતનું સુખ સંપાદન કરવાને કેવાં શરમ ભરેલાં તથા ત્રાસદાયક કામો કરે છે ! એવી સ્ત્રીઓની પેઠેજ આજ તું મને સતાવવા આવી છે. પણ મને કંઈ કાચો પોચો ન સમજતી કે પોળીઆં કાઢીને તને આપીશ.

ઘેવરબાઇ—તે તો હું જાણું છું કે ચમડી જાય પણ દમડી ન જાય એવો તમારો સ્વભાવ છે, પણ એવો સ્વભાવ આ કાળમાં રાખવો એમાં તમારી મોટી મૂર્ખાઇ છે. કાળ તો એવો વિપરીત આવ્યો છે કે માણસ આજે

છે ને કાલે નથી; આ કાળનું મહાત્મ તો નીચે મુજબ છે

ખાયા પીયા સો અપના, લીયા દીયા સો અબ
કલ ઉઠ કર મર ગયે ગયે ગબડગદ.

આ કાળમાં તો જે ખાધું તે આપણા બાપનું, અને ખાઈશું તે ખોટું.

ઢોકળીપંડ્યા—તારા જેવી અક્કલ આપનારી સ્ત્રી જો બધાને હોય તો કોઈની પાસે પાઇ સરખી પણ એકઠી થાય નહીં. તું કહે છે તે તો ખરૂં છે. કાળ તો એવોજ છે. પણ તેમ જાણીને આપણો બધો પૈસો ખાધા પીધામાં ઉડાવી દેવાય નહીં.

ઘેવરબાઇ—જાણ્યું તમારૂં ડહાપણ, હવે મારૂં લૂગડું લઇ આપવું છે કે નહીં?

ઢોકળીપંડ્યા—(જુસ્સાથી) ના, ના, નાને નાજ.

ઘેવરબાઇ—વાહ! શું મજેનું મ્હોં દેખાય છે!

ઢોકળીપંડ્યા—તમે બૈરાં શું સમજો? એતો ઘર ચલાવે તે ઘરનો વેરી ને ગામ ચલાવે તે ગામનો વેરી એવી કહેવતજ છે.

ઘેવરબાઇ—સમજનારની પૂંછડી તો એક તમેજ છો તો.

ઢોકળીપંડ્યા—કેમ અલી, આમ ઉછળતું બોલે છે! મારી પાસે હાલમાં વગ નથી તેથીજ ના કહું છું. બધી સ્ત્રી તારા જેવી હોય તો દુનિઆં ચાલે નહીં.

ઘેવરબાઇ—ત્યારે બધા તમારા જેવા હશે કે? આ પડોશમાં ચંપાવહુને એનો ધણી કહેવી સહેલ કરાવે છે!

અત્તર વગેરે સુગંધીદાર પદાર્થો આપે છે તેથી એનું શરીર કેવું બ્હેક બ્હેક થાય છે! ખાસાં ખાસાં બટ મોગરાનાં અતિસુગંધમય ગજરાં ગુંથાવી લાવે છે તેથી એનો અંબોડો કેવો શોભી રહે છે! તેની સાથે વળી સારાં સારાં ખાવાના તેમજ લૂગડાં ઘરેણાં પણ તેને મન માન્યાં આપે છે. ચંપાવહુના સુખનો તો પારજ નથી. પણ એવો ઓરીઓ મુજ રાંડના નશીબમાં તો ક્યાંથી? મારા નશીબમાં તો એટલુંજ છે કે રોજની થોડી ઘણી ગાળ ખાવી. આટલું બધું તો રહ્યું, અત્તર છાંટી છાંટી તથા ગજરાં ઘાલી ઘાલીને મારે લેડી નથી બનવું. ઘરેણાંનો પણ મને હસ્કો નથી તેમ બળ્યો ખાવાનો પણ વાઢીઓ નથી, પણ એક બે લૂગડાં કાંચળી તો બળ્યાં આખાં જોઇએ. એમાંનું કંઇ કરાવી આપવાને નામે તો આરતી ને જોરા તોરા કરવામાં તો નંબર ઉવન.

ઢોકળીપંડ્યા—આજ તમે લડવાના થયાં છો એટલે આટલા દહાડાનું મારૂં કરયું કારવ્યું બધું ભૂસાઇ જવાનું.

ઘેવરબાઇ—હમે તો લડકણાંજ છઇએ કેની. ત્યારે પરણ્યા શું જોઇને? પરણ્યા પછી તમે જે કરાવ્યું તેમાં તમે શી નવાઇ કીધી?

ઢોકળીપંડ્યા—હું કાંઇ નવાઇ કીધી એમ કહેતો નથી. પણ તારૂં કહેવું મને વજ્ર બાણ જેવું લાગે છે. તું કહે છે કે ચંપાવહુને એનો વર લાડ લડાવી મન ગમતું અપાવે છે ને હું કાંઇ પામતી નથી. ત્યારેજ મારે આટલું

બોલવું પડે છે. અલબત મારો ધર્મજ છે કે તારૂં મ્હોં પૂરવું, અને તે હું કરતો આવ્યો છું, કરૂં છું, અને કરયા કરીશ.

ઘેવરબાઇ—એ તો બધું ઠીકજ છે તો. પણ એટલું તો ખરૂં કે જ્યારે મારે કાંઈ પણ જોઇએ છઇએ ત્યારે આવી ને આવી માથાફોડ કરયા પછીજ તમે અપાવવાનું કબૂલ કરો છો.

ઢોકળીપંડયા—મારો સ્વભાવજ એવો પડયો એટલે હું શું કરૂં ? હું કાંઇ આણ સમજ્યો નથી. લે આ કૂંચી ને પેલી પેટીમાં વાટવો છે તેમાંથી જોઇએ એટલા રૂપીઆ કાઢ.

ઘેવરબાઇ—(રૂપીઆ કાઢી આવીને હસતાં હસતાં) આતે બળ્યો સ્વભાવ ?

ઢોકળીપંડયા—સ્વભાવની વાત શું ગાયા કરે છે ? એતો રોજનુંજ છે. રાંડીરાંડનો રોટલો ઘડતાં ભાંગ્યો. પણ બોલ હવે તું રાજી થઇ કે નહીં ?

ઘેવરબાઇ—હા થઇ તો ખરી, પણ હજી તમારી આગળ એક વાત કરવાની છે.

ઢોકળીપંડયા—તે વળી શી ?

ઘેવરબાઇ—આજે મારી ભત્રિજા વહુનું શ્રીમંત છે ત્યાં ગયા વગર ચાલે એમ નથી, માટે તમારી રજા જોઇએ છીએ.

ઢોકળીપંડયા—એ વાત તો તું કાઢતીજ ના. એમાંનું કાંઇ વળવાનું નથી.

ઘેવરબાઇ—ત્યારે શું સગાંવહાલાંમાં એવે અવસરે ગયા વગર ચાલે ?

ઢોકળીપંડ્યા—બસ, મને પસંદ નથી એટલે હું તો તને કદિ રજા નહીં આપું.

ઘેવરબાઈ—ત્યારે મને સામી બેસાડી મૂકીને મારૂં ચાડું જોયા કરજો.

ઢોકળીપંડ્યા—મારી મરજીમાં આવશે તેમ કરીશ. ધણીનો કોઇ ધણી છે ?

ઘેવરબાઇ—ખરેખર તમે તો અભાગિયાજ છો !

ઢોકળીપંડ્યા—કેમ વળી વાપર ચાલી કે ?

ઘેવરબાઇ—હા રડ્યા, તું શું કરવાનો છે ?

ઢોકળીપંડ્યા—કેમ છેક બહેકી કે શું ? જાણતી નથી કે હમણા આવીને તારા કપાશીઆ કાઢી નાખીશ ?

ઘેવરબાઇ—ઠળ્યા, આવતો ખરો, પછીજ ખબર પડશે તો.

ઢોકળીપંડ્યા—હજુ ટકટક કરતી નથી રહેતી કે? બે માથાં ધરાવે છે કે શું ?

ઘેવરબાઈ—ઢોલાજી, જ્યારે તું જવાની રજા આપશે ત્યારેજ મુગી રહીશ, નહીંતર મુઆં, તારા નામનાં બહાર બેસીને છાજીઆં લઇશ. ભલમનસાઇથી પૂછું છું તેમાં આટલી બધી હકુમત જણાવતો હોઇશ કેમ ?

ઢોકળીપંડ્યા—તું માથું પટકીને મરી જઇશ તો પણ આજ પછી હું તને ઉમરાની બહાર પગ મૂકવા દેવાનો નથી. બૈરાંને સ્વતંત્રતા કેવી ?

ઘેવરબાઇ—ત્યારે મને સામી બેસાડી મૂકશો તેથી મારી ચાલ સારી રહેશે કે? પેલા જીવરામ ભટની વહુ શીવકોર ભટાણીને જોઇએ એટલી સ્વતંત્રતા નહીં મળવાથી તેણીના ભવેડા કેવા થયા તે તમે જાણો છો?

ઢોંકળીપંડયા—ના, ના, અલી કહેની શા ભવેડા?

ઘેવરબાઇ—જીવરામ ભટના જાપતા આગળ તમારા જાપતાનો તો કાંઇજ હીસાબ નથી. તે તો હંમેશ શીવકોર ભટાણીની સામો ને સામો બેસી રહેતો, અને તેને બારીએ લગી પણ જવા દેતો નહીં. મતલબ કે તેને પલવાર પણ વિહુલી મૂકતો નહીં. એમ કરતાં કાંઇ અગત્યના કામસર જવું પડતું તો તેને તાળામાં ઘાલીને જતો.

ઢોકળીપંડયા—વારૂ, વારૂ, એતો તારૂં ડહાપણ જાણ્યું. ટાહેલું છોડી દઇને તારે જે કહેવાનું હોય તે ભસી મરની.

ઘેવરબાઇ—તમારી જીભમાંજ એળીઓ છે તો. તોડી પાડતાં તો વારજ નહીં ને.

ઢોકળીપંડયા—મેર રાંડ સંખાણી, વળી લડાઇનો આંબો રોપ્યો?

ઘેવરબાઇ—ત્યારે હું બોલતી હતી તેમાં શા વાસ્તે ટાપશી પૂરી ઉડયા?

ઢોકળીપંડયા—કહે, કહે, એતો ધારા પ્રમાણે મને જરા ચીઢવવાનું મન થઇ આવ્યું હતું.

ઘેવરબાઇ—બળ્યું રે તમારૂં મન. મારી જીભ વધારે નથી તો. (એમ કહી પૂઠ કરી બેસે છે).

ઢોકળીપંડ્યા—(સામા જઈને) મારા હુમ, મારા હુમ, કહો કહો વાતનો ચરસ જતો રહે છે.

ઘેવરબાઇ—(મનાઈને) જીવરામ ભટ આવો સખત જાપનો રાખનો હનો તોપણ શીવકોર ભટાણી બધું ધીરજ રાખીને સહન કરતી, અને તેનો હુકમ માથે ચઢાવીને તેની સેવામાં ખડી ને ખડી રહેતી. એનું કારણ એટલુંજ હતું કે તે ઉંચ્ચા કુળની હતી, કુડ કપટમાં બિલકુલ સમજતી નહોતી, અને તેના વિચાર ઘણાજ ઉમદા તથા સ્વચ્છ હતા. આગળ જતાં જીવરામ ભટ એટલા બધા તો ફાટયા કે તેણીને રાત દહાડો તાળામાં ને તાળામાંજ રાખતા થયા. એનો પરિણામ એ થયો કે એકલા નવરા ને નવરા બેસી રહેવાથી તેના મનની વાસના બદલાઇ જઇ તેના વિચાર જેવા સારા હતા તેવાજ ભ્રષ્ટ થઇ ગયા. આખરે એટલે દરજે વાત આવી કે તેને પર પુરૂષની ઇચ્છા થઇ; અને ક્યારે લાગ આવે કે મારી મન કામના પરીપૂર્ણ કરૂં એવા વિચાર તેના છટકી ગયલા મગજમાં ઉપરા ઉપરી આવવા લાગ્યા. હવે એક દહાડો એવું બન્યું કે તેનો ધણી કાંઇ કામસર બહાર ગયો, પણ તેને તાળામાં ઘાલવી વીસરી ગયો. તેથી ઘણા દહાડાની ટાંપી રહેલી શીવકોર ભટાણી બારીએથી ડોકાવીને જોય છે તો ભલભલી સતીઓનાં સત છોડાવે એવો એક ફાંકડી સુરતનો જુવાન તેણે દીઠો. તેને જોતાંવારનેજ તે અતિશેં વિહ્વળ થઇ ગઈ, અને એકદમ નીચે ઉતરીને ઇસારતથી તેને ઘરમાં બોલાવ્યો. પેલો છેલ જેવો ઘરમાં ગયો

તેવોજ તેનો ધણી આવી પહોંચ્યો. આથી શીવકોર ભટાણીએ બહુજ ગભરાઇ જઇને છેલને વેહેલો વેહેલો તળાઇના વીંટામાં ઘાલી દીધો, અને હેઠળ જઇને કમાડ ઉઘાડયાં. શક પડવાથી જીવરામ ભટ આખા ઘરમાં ખૂણે ખોતરે ખોળવા મંડયો, અને ખોળતો ખોળતો જે ઓરડામાં છેલ ભાઇને સંતાડયા હતા તે ઓરડામાં આવ્યો. છેલે વિચાર્યું કે હવે તો મારૂં નક્કી આવી પહોંચ્યું. એમ ધારી તેણે એટલા તો જોરથી ધ્રૂજવા માંડયું કે તળાઇના વીંટામાંથી ગબડીને હેઠળ પડયો. પડતાંનીસાથેજ જીવરામ ભટે ચોટલી પકડીને તેના વાંસામાં બે ચાર લાત ચોઢી કહાડી અને ચોરરે! ચોરરે! એવી બૂમ પાડી મુકી. એ સાંભળીને ઘણા લોક ધાઇ આવ્યા; અને બધા મળીને છેલને રાજા પાસે ઘસડી ગયા. પછી જીવરામ ભટે સઘળી હકીગત જાહેર કીધી. આ ઉપરથી રાજાએ શીવકોર ભટાણીને તેડાવી મંગાવી, અને તેને એકાંતમાં બેસાડી સર્વે હેવાલ પૂછયો. ત્યારે તે બોલી કે હે અનદાતા, આપ પ્રજાનું પાળણ પોષણ કરનાર છો એટલે હું આપને પિતા સમાન ગણું છું. તેથી આપની આગળ ખરેખરી હકીગત જાહેર કરતાં હું કાંઈ બાધ રાખતી નથી. મારો ધણી મારાપર એટલો તો સખત જુલમ ગુજારતો હતો કે હું અજવાળું સરખું પણ જોવા પામતી નહોતી. હું ખાનદાનની બેટી છું, અને આવી ગેર આબરૂને વાસ્તે કેવળ અપાત્ર છું. પરંતુ મારા ઉપર આટલો આખો સખત જાપતો રાખવામાં આવ્યાથી એક દિ-

વસ મારા મનમાં એવું આવ્યું કે મારો ધણી તો ખરે અનાડીજ છે. એ મને ફરવા હરવાની તથા સગાં સહોદરમાં જવા આવવાની રજા આપતો નથી, ને હવે પછી આપશે એવો સંભવ પણ નથી. મારૂં જોબન એળે જતું રહે છે. મારાં નવાં નવાં વસ્રાલંકાર નહીં સરખાં થઇ પડ્યાં છે. સારાં સારાં કપડાં તથા ઘરેણાં ગાંઠાં પહેરી સગાંવહાલાંમાં તથા ન્યાત જાતમાં મહાલવાનો અવસર હવે કોઇ દહાડો આવવાનો નથી. આ જીવતર તો નહીં જેવું થઇ પડ્યું છે. એવી રીતના તરેહવાર બુદ્ધાઓ મારા મનમાં ઉડવા માંડયાં તે એટલે દરજ્જે કે આખરે મારૂં શુધ અંતઃકરણ આવી રીતે ભ્રષ્ટ થઇ ગયું. આ સાંભળી રાજાએ શીવકોર ભટાણીને નિર્દોષ ઠેરવી ઘણીજ આબરૂની સાથે વિદાય કીધી. પછી સભામાં આવી જીવરામભટને કહ્યું કે તમે તમારી બૈરીને જોઇએ એટલી છૂટ નહીં આપી તેથી આવા માઠા પરિણામ થયા. મૂળ ગુન્હેગાર તો તમેજ છો; માટે હું તમને સો રૂપીઆ દંડ કરૂં છું, અને તાકિદ આપું છું કે આજ પછી જો તમે એવી વર્તણુક વરતશો તો તમને ભારે સજા કરવામાં આવશે. જીવરામ ભટ બોલ્યા કે હે અનદાતા, આટલા દિવસ હું એમ જાણતો હતો કે જે માણસ પોતાની સ્રીને સ્વતંત્રતા આપે છે તેઓ ઢોઆ છે; પણ હવે મારી ખાતરી થઇ કે ખરેખરા મરદ તો તેઓજ છે. સ્રીઓને જરૂર જોગી એટલે ન્યાતની રૂઢી માફક છૂટ આપવી એ અવશ્ય છે; અને એમ કરવાથીજ તેમની ચાલ સારી રહે છે.

જે લોકો ઉલટી રીતે વરતે છે તેઓ છતે મરદ હીજડામાં ખપે છે, અને તેઓના ભવેડા મારા જેવાજ થતા હશે. એવી રીતનો તેનો ખરો પસ્તાવો જોઇને રાજાએ કરેલો દંડ માફ કીધો. ત્યારકેડે જીવરામભટ ઘેર ગયા, અને તે દહાડેથી શીવકોર ભટાણીને ઘટતી છૂટ આપવા લાગ્યા. તેમ તમે પણ ફજેતી કરવાનો ઢોંગ લઇ બેઠા છો.

ઢાકળીપંડ્યા—ચૂપ રહે, મારે કોઇનું દ્રષ્ટાન્ત નહીં જોઇએ. મને એવી વાત પસંદ નથી એટલે હું એકનો બે થવાનો નથી. હું કાંઇ છ મહીનાનો પારણામાં રમનો નાનો સરખો કીકો નથી કે તારૂં લાંબુ લાંબુ ભાષણ સાંભળીને ભોળવાઇ જઇશ.

ઘેવરબાઇ—ત્યારે ખાજો ઠીકરાં. (એમ કહી ચંગોટો તાણીને સુઇ જાય છે).

ઢાકળીપંડ્યા—(મનમાં) આ રાંડ તો મારા માથાની નીકળી ને શું. જો એને વધારે પજવીશ તો ભુખ્યા પડી રહેવાનો દહાડો આવશે. (ઘેવરબાઇ પાસે જઇને) વારૂ, ઉઠ, ઉઠ, તારૂં મન દુખાએ છે એટલે હું કાંઇ હરકત લેતો નથી. જવું હોય તો કરારે જજે.

ઘેવરબાઇ—(બેઠી થઇને) ત્યારે તમે ખાલી અમથું આટલું બધું રમસ્થળ કીધું કેની. મારા કહેવા પ્રમાણે અંતે તો કરો છો ત્યારે આટલો બધો કંકાસ શું કરવા કરો છો !

ઢાકળીપંડ્યા—મારો સ્વભાવ પડયો છે તે કંઇ જવાનો છે ! એ તો મુએ જશે.

ઘેવરબાઇ—(રાજી થઇને) લો ત્યારે હું હમણા રાંધી નાખું છું. (રાંધવા બેસે છે).

ઢોકળીપંડ્યા—(પેટ પંપાળીને મનમાં) આજતો ભૂખે ડૂચ્યા નીકળ્યા. ચલ ભાઇ નાહીને પૂજા બૂજા તો કરી લઇએ, એટલીવાર તો ઓછી. (એમ કહી નાહીને પૂજા કરવા બેસે છે.)

ઢોકળીપંડ્યા—(પૂજા કરતાં કરતાં) અલ્યાં સાંભળો છો કે!

ઘેવરબાઇ—(દાંત પીસીને) સાંભળતી નથી ત્યારે શું બેહેરી બેહેરી છું?

ઢોકળીપંડ્યા—લો તમને તો કહેતાં કહેતાંમાંજ વાંકુંને વાંકુ પડે છે તો. આમ ખાઉં કરફુ કરો છો ત્યારે શું મારે તમને કંઇ પૂછવુંજ નહીં!

ઘેવરબાઇ—મેં તમને પૂછવાની ના કહી?

ઢોકળીપંડ્યા—બધું ઠીકજ છે તો.

ઘેવરબાઇ—તમે તો થોડું બોલો છો પણ થાંભલો કોરો છો. કોહ્યું ગાળી ગાળીને મારૂં છઠીનું ધાન બાળી નાખ્યું. ઠીકજ છે તે વળી શું!

ઢોકળીપંડ્યા—મેં તમને સહેજ બોલાવ્યાં તેમાં તો તમે ઝાંસા તાંસા કરી ઉઠયાં ને વળી મને શું પૂછો છો!

ઘેવરબાઇ—વારૂ, બહુ થયું હવે. હું હારીને તમે છત્યા. આવ બોલ ભાઇ મારો પાછો.

ઢોકળીપંડ્યા—અલ્યાં, આટલો બધો વરચસ કંઇ મારાથી નહીં સંખાય હાં.

ઘેવરબાઇ—કઇ રાંડ અભાગણી કહે છે કે સાંખો.

ઢોકળીપંડ્યા—મ્હોંમાંથી તપાસીને બોલજે નહીં તો હમણા—

ઘેવરબાઈ—કહોની કહોની હું કંઇ બીહીતી નથી. તમારા સરખા ઓલિયા માણસ જોડે પાનું પડ્યા કરતાં રંડાપો હોય તે શું ખોટું ?

ઢોકળીપંડ્યા—રાંડ હજુ ટક ટક કરતી રહેતી નથી કે? હમાણા આવીને ધબોવી નાખીશ.

ઘેવરબાઇ—મુઆં, પછીજ ખબર પડશે તો.

ઢોકળીપંડ્યા—ચલ વારૂ, ગઇ વાત ગુજરી ગઇ. હવે પાધરે પાધરૂં બોલવું છે કે નહીં ?

ઘેવરબાઇ—હું તો ઘણુંએ પાંસરૂં બોલું છું, પણ તે તમને ક્યાં પાંસરૂં પડે છે !

ઢોકળીપંડ્યા—વાહરે અલી, તું તો બહુ પાકી દેખાય છેને, આખરે પડ પથરો બધો મારા ઉપરજ નાખ્યો કેની ?

ઘેવરબાઇ—ત્યારે શું મારાપર નાખવાનો વિચાર છે કે !

ઢોકળીપંડ્યા—અલબત, પ્રથમથી લડાઇનું બી કોણે રોપ્યું ?

ઘેવરબાઇ—મેલ કરવત મોચીના મોચી. વળી પાછો તમે લડાઇનો તુતવો કાઢયો. પણ હવે તો મારે કાંઇજ બોલવું નથી. ચલો વારૂ ટૂંકું પતાવોની, બધી કસુર મારીજ છે.

ઢોકળીપંડ્યા—સાચું તો એમજ છે તો.

ઘેવરબાઈ—(મ્હોં નચાવી તથા માથું કૂટીને) હવે તો જરા મ્હોંમાં જીભ ઘાલો. ઘરકે ઘડપણ તમને હવાતિયાં સુજ્યાં છે કે શું ?

ઢોકળીપંડ્યા—કેમ રાંડ કરકશા, છેક છાકી કે ?

ઘેવરબાઇ—તમે તે ક્યાં ઓછ રાખો છો ?

ઢોકળીપંડ્યા—ઓ પ્રભુ ! મારે કરમે તે આ લફ્ફું ક્યાં વળગાડ્યું ?

ઘેવરબાઇ—તમારૂં ધન્ય ભાગ્ય કે આવા બદસિકલ છતાં હું મળી. લંબકરણના જેવા તો તમારા કાન છે, મ્હોં તો લાંબુ લસરાક, કાચબા જેવા ડોળા, અને નાક તો જાણે ગરૂડની ચાંચજતો. વળી રંગમાં તો કાજળ પણ હારી જાય.

ઢોકળીપંડ્યા—તારામાં તે શાં રૂપ બળ્યાં છે ! એ તો પેલી કહેવતવાળી વાત કે ભાઇને કોઇ દેનાર નહીં ને બાઇને કોઇ લેનાર નહીં. તને તે બીજો કયો માટી મળવાનો હતો ?

ઘેવરબાઇ—અમે ગમે એટલાં કદરૂપાં હોઇએ, પણ બૈરાંની જાત પડી એટલે હોળીએ, ચોળીએ, આંખ આંજી ચાંલ્લો કરીએ, ઘરેણાં ગાંઠાં વગેરે પહેરીએ તેથી અમારી એબ તો જરા ઢંકાય. પણ ગધેડાને શરમાવી નાખે એવું તમારૂં રૂપ તે શી રીતે ઢાંક્યું રહે ? તેમાં સવારમાં ઉઠો છો તે વખતની તમારી તસવીર ઉતારી લીધી હોય તો બાળક છોકરાંને હાઉની જગાએ બીહીવડાવવામાં

બેશક ઘણીજ અમૂલ્ય થઇ પડે. (એમ કહી ખડખડ હસી પડે છે).

ઢોકળીપંડ્યા—(ફીકું ફીકું હસીને) બળી એ વાત જવા દેની. મારા પેટમાં હુતાશની પ્રગટી છે તેનું કંઇ કરની એટલે થયું.

ઘેવરબાઇ—ધીરે ધીરે સહુ થશે. સવારમાં ઉઠ્યા કે દાતણનો કૂચડો મ્હોંમાં ઘાલવો, અને દાતણ કરી રહ્યા કે લાગલીજ ચાહ જોઇએ. ઘરડે ઘડપણ વળી ચાહનો લેલાટ. ચાહ પીધી કે તરતજ નાહી જાઓ છો. ત્યારે શું હું ચૂલાપર ચઢી બેસું !

ઢોકળીપંડ્યા—હું ચાહ પીઉં છું તેમાં તારી શી ગાંસડી ગઇ !

ઘેવરબાઇ—પીઓની, મારા બાપનું શું જાય છે ! પણ ઘરડે ઘડપણ એ ઇશક જરા શોભતો નથી. બુઢ્ઢી ઘોડી ને વળી લાલ લગામ. માથાના કેશ તો બધા પળી જઇ ઉંદરડીની પૂંછડી જેવડી તો ચોટલી થઇ ગઇ છે. મ્હોંમાં સમ ખાવાનો દાંત તો રહ્યો નથી. એટલી આખી ઉમરે બોખે બોખે દાંતે ગટક ગટક ચાહ ગળામાં રેડવી મને તો ન ગમે.

ઢોકળીપંડ્યા—વારૂવારૂ, રાંધવા માંડની. મારૂં તો માથું પાકી ગયું.

ઘેવરબાઇ—રાંધતી નથી ત્યારે આ શું કરૂં છું ! આંખે પણ અંધાપો આવવા માંડ્યો કે શું ?

ઢોકળીપંડ્યા—તારો વિચાર આજ લડવાનોજ

છે. ત્યારે લેની આપણે ક્યાં ઓછા છઇએ. (ઘેવરબાઇ-ની સામા જઇ અદબ કરી પગપર પગ ચઢાવીને બેસેછે.)

ઘેવરબાઇ—ઓહો! ઓહો! માથામાં બહુ પવન રાખો છો ને. આટલાં આખાં ત્રગાયાં શાં! એમ કંઇ હું બીહી ગઇ કે?

ઢોકળીપંડ્યા—હા હા, કોઇના જીવપર તો નથી રાખતા?

ઘેવરબાઇ—અરે પરમેશ્વર! આમ તે બળ્યું રંધાય કેમ? (વેલણ કડછી વગેરે પછાડી આઘી જઇ બેસે છે.)

ઢોકળીપંડ્યા—(મન સાથે) રાંડ તો જબરી નીકળી જો. હવે જો કાંઇ પણ વધારે બોલીશ તો ભૂખ્યા પડી રહેવું પડશે. (ઘેવરબાઇ સામું જોઇને) લો હવે હું પૂજા કરવા બેસું છું. તમે તમારે રાંધોની. નાહક શું કરવા તમારા જીવને અકળામણ કરો છો?

ઘેવરબાઇ—ઘડમૂળથીજ એવી રીત પકડી હોત તો એટલે સુધી વાત આવત? લો ત્યારે હવે હું પલવારમાં રાંધી નાખું છું. (રાંધવા બેસે છે.)

ઢોકળીપંડ્યા—(થોડીવાર થઈ એટલે) કેમ, વેળા થઈ કે?

ઘેવરબાઇ—(દાંતીઆ કરીને) એક તરફથી લાકડાં બળ્યાં લીલાં છે તે દુખ દે છે, અને બીજી તરફથી તમે ઘડી ને પળે લવલવ કરી ઉઠો છો, ત્યારે મારે શું કરવું? રાંધતાં રાંધતાં કંઇ ચૂલે ચઢી બેસાય?

ઢોકળીપંડ્યા—(વ્હેંત વ્હેંત કૂદી હાથ લાંબા કરી-

ને) મેં તને ચ્હૂલે ચઢી બેસવાનું કહ્યું ? હું જરા બોલવા જાઉં છું કે તને આડું ને આડુંજ પડે છે. વેળા થઈ એ-ટલું પણ પૂછવાનો મારો હક નથી ?

ઘેવરબાઇ—શું કરવા ખાલી બડબડ કર્યા કરો છો? થોડીવાર તો જંપ વાળીને બેસી રહો. વખત થશે એટલે હું એકલી ગટક ગટક કોળીઆ ભરવાની નથી.

ઢોકળીપંડયા—લે ત્યારે હું પૂજા કરી નાખું છું, પણ જરા ઉતાવળ કરજે હોં.

ઘેવરબાઇ—ધીરે ધીરે ટાઉકો પૂરયાજ કરશો તો. ઉ-તાવળ નહીં કરૂં, ત્યારે શું જાણી જોઇને વાર કરીશ ?

ઢોકળીપંડયા—(ખુશી થઈને), હંહંહં ! તે તો હું જાણું છું તો. તું વાર લગાડે એવી નથી.

ઢોકળીપંડયા—(પૂજા કરી રહ્યા પછી) અલી સાંભળે છે કે ?

ઘેવરબાઈ—કેમ વળી શું બાળવું છે ?

ઢોકળીપંડયા—બાળવું છે વળી શું ? ઉછળી પડ-તાં તો વારજ નથી લગાડતી.

ઘેવરબાઈ—બેસો બેસો, લવારી છોડીને જે કહેવું હોય તે કહોની ?

ઢોકળીપંડયા—કાલે દાળમાં મીઠું જરા આગળ પડતું હતું, તે આજે સમાલીને નાખજે હો.

ઘેવરબાઈ—(ગુસ્સે થઇ કાંચળી તથા ઘાઘરો દેખા-ડીને) લો આ ઘાઘરો ને કાંચળી તમે પહેરો અને બેસીને મન ગમતું રાંધો. તમારી પાઘડી મને આપો તે પહેરીને હું કમાવવા જઇશ.

ઢોકળીપંડયા—અલ્યાં, આમ કરો છો તે કાંઇ સારૂં જણાતું નથી, હું ઘાઘરો કાંચળી પહેરૂં ને તમે પાઘડી પહેરો એ તે કંઇ શોભે? (ખુબ હસે છે).

ઘેવરબાઇ—(હસ્ને મ્હોંએ) તો શું! હર ઘડી મને દમ્યા કરો છો ત્યારે હું શું કરૂં? મને જેમ આવડશે તેમ રાંધીશ.

ઢોકળીપંડયા—લે ત્યારે હું જપ કરી વહેલો વહેલો પરવારી લઉં છું. તું સુખેથી રાંધ. (જપ કરવા માંડેછે.)

ઢોકળીપંડયા—(અડધો જપ થઇ રહ્યો એટલે) અલી આટલું મારૂં સાંભળી લે તો.

ઘેવરબાઈ—(લીલી પીળી થઇ જઇને) હવે તો હું ઉપર જઇનેજ બેસું છું. પછી લવાય એટલું લવ્યા કરજો.

ઢોકળીપંડયા—જરા ધીમી તો પડ, આ વખત કાંઇ બહુ કહેવાનું નથી. હું આદું કોથમીર લાવ્યો છુ તે જરા છૂંદીને કઢીમાં નાખજે. કાલે બળ્યું મોળું મોળું મને કંઇ ભાવ્યું નહોતું.

ઘેવરબાઇ—તમે પૂજાનો જપ કરો છો કે ખાવાનો? તમારૂં મન જ્યારે ખાવામાં ને ખાવામાંજ ભમ્યા કરે છે ત્યારે પૂજાનો ઢોંગ શું કરવા લઇ બેઠા છો! એમ તે કંઇ પૂજા વળે?

ઢોકળીપંડયા—ત્યારે હવે હું એકચિત્તે જપ કરૂં છું. તારી નજરમાં આવે ત્યારે બોલાવજે. (પાછા જપ કરવા માંડે છે.)

ઢોકળીપંડયા—(જપથી પરવારયા કે તરત હસ્તે

મ્હોંએ) મેકું, હું તો મારી મેળે પરવારયો છું જો. હવે તો તારીજ વારે વાર છે હો.

ઘેવરબાઈ—જરા નિરાંત વાળીને છાનામાના બેસી રહો. શાક થાય એટલીજ વાર છે.

ઢોકળીપંડ્યા—(થોડીવાર રહીને) કેમ શાક થયું કે? આવી જાઉં કે?

ઘેવરબાઇ—આવો, મને કરડો.

ઢોકળીપંડ્યા—કેમ આમ બોલે છે?

ઘેવરબાઇ—નો શું! શાક છમકારતાં તો વાર થઇ નથી એટલામાં તો તમે બે ચારવાર પૂછી વળ્યા. શાક થશે કે તરત મારી મેળેજ બોલાવીશ.

ઢોકળીપંડ્યા—એમ જો કરે તો બહુ સારૂં. કેમકે મને ભૂખે ચક્કર આવે છે.

ઘેવરબાઇ—(શાક થયું એટલે) મેકુ, શાક તો થયું છે જો.

ઢોકળીપંડ્યા—ત્યારે હવે હું આવી જાઉં?

ઘેવરબાઇ—હા, કરારે.

આ સાંભળતાંવારનેજ ઢોકળીપંડ્યા હાંફલા ફાંફલા બનીને જમવા જાય છે. એવામાં બોગજોગે ચોકમાં પગ સરવાથી તેની કાછડી પાટલી નીકળી જાય છે, અને તે અડબડિયું ખાઇને ચત્તાપાટ પડી જાય છે.

ઘેવરબાઇ—(મ્હોંએ લૂગડું દઇને હસતાં હસતાં), કેમ બહુ વાગ્યું કે? આ તે શું? બાળક બચ્ચાંની પેઠે આવા વલવલાટ શા? ખાવુંજ દીઠું છે કે શું?

ઢોકળીપંડયા—ચૂપચૂપ રાંડ, મારી મશકરી કરેછે? ઘેવરબાઇ ઢોકળીપંડયાને બહુ ગુસ્સામાં જોઇને તેની પાસે જાય છે, તેને બેઠા કરીને કોરૂં અબોટિયું બદલાવે છે, અને હાથ પકડી પાટલે બેસાડીને રસોઇ પીરસે છે.

ઢોકળીપંડયા—(રસોઇ તાઢી હોવાથી માથાં કૂટીને) હું જાણુંનોજ હતો કે મારા નશીબમાં આવું દાભડભૂસિયુંજ ખાવાનું આવશે. એટલાજ માટે હું હરઘડી બોલ્યા કરતો હતો. મારી ચટ તું શું નથી જાણતી?

ઘેવરબાઇ—ઓહોહો! ખાવાની ચપરાસી તો બહુજ દેખું ને.

ઢોકળીપંડયા—બળીરે રાંડ તારી જીભ.

ઘેવરબાઇ—(ઉઠીને બહાર જવા માંડે છે.)

ઢોકળીપંડયા—કેમ અલી, કયાં ચાલી?

ઘેવરબાઇ—વસ્તા વાળંદને તેડવા.

ઢોકળીપંડયા—(હસીને) જા હવે તને રાંડ નહીં કહું. આવ આવ, રસોઇનો તાલ જતો રહે છે.

ઘેવરબાઇપાછી આવી બધું ઉનું કરીને ઢોકળીપંડયાને પીરસે છે. પછી ઢોકળીપંડયા હૈયાંના ઉમળકાથી હાઆઆસ હાઆઆસ કરતા કરતા ખાવા મંડી પડે છે; અને ત્રપ્ત થઇને હોઇયાં હોઇયાં કરતા માળપર જાય છે. ઘેવરબાઇ પણ ખાઇ પરવારી ઢાંકાઢૂમા કરીને ઉપર જાય છે.

ઘેવરબાઇ—(પાન સોપારી ખાતાં ખાતાં) કેમ હવે તમારે કાંઈ જોઇતું તો નથી?

ઢોકળીપંડ્યા—કેમ વારૂ ?

ઘેવરભાઇ—જાણીને કેમ એમ બોલો છો ? મારે પણ જવું છે કેની.

ઢોકળીપંડ્યા—હા, હા, ખરૂં, સુખે જાઓ. હું કાંઇ હરકત કરતો નથી.

ઘેવરભાઇ—એમ જો વાત કરતા હોવ તો કંકાશ શાનો થાય ? પણ એ ક્યાંથી ?

ઢોકળીપંડ્યા—આપણો બંનેનો સ્વભાવ સરખો છે એટલે વાતનું પતેસર થઇ જતાં તો વારજ લાગતી નથી.

ઘેવરભાઇ—જેવી પ્રભુની ઇચ્છા. હવે તો હું જાઉં છું. વાર બહુ થઇ ગઇ છે.

ઢોકળીપંડ્યા—જાઓની, જાઓની, વાતનો કંઇ પાર આવવાનો છે ?

ઘેવરભાઇ—લો ત્યારે આ ચાલી. (જાય છે.)



# અનુક્રમણીકા.